# સંત સમાજ ભજનાવળી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**શા. મંગળદાસ જોઈતારામ બુકસેલર.**

ગીચીરોડ—અમદાવાદ.

આવૃત્તિ ૨ જી. પ્રત ૩૦૦૦.

સંવત ૧૯૮૨. સને ૧૯૨૫.

શ્રી મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપી

પાનકોરનાકા—અમદાવાદ.

**કીંમત રૂ. ૦-૧૨-૦**

| | | | |
|---|---|---|---|
| કાનો કુંનર (સતી પારવતી) | ૦—૮—૦ | ભજન ભંડાર | ૦-૮- |
| છેલ જરાર | ૦-૧૨-૦ | સદેવંત સાવળીંગા | -૮- |
| ચતુરસુંદર ચોવીસ ભાગ | ૦-૧૨-૦ | હોથલ પદમણી | ૦-૧૨ |
| | | ભરથરી નાટક | ૦—૮— |
| | | સતિતેજબા | ૦—૮— |

એ સીવાય તમામ જાતના પુસ્તકો છપાવી કીફાયત ભાવે વેચનાર

**બુકસેલર મંગળદાસ જોઈતારામ.**

**રીચીરોડ—અમદાવાદ.**

# સાંકળીઓ.

## તોળી રાણીનાં ભજન—



## તોળી પ્રબોધ—

મીરાંબાઇ—

જેઠીરામ---

(૭)

ગણુપત—



મારકુંડ રૂષી—

લખમો માળી—



લાલદાસ—



લીલમબાઇ—

ઠોથી—



શીવાનંદ—



વિશ્વનાથ--



રવીસાહેબ—

રૂષિરાજ—

**રોહીદાસ—**



**નાભા ભગત—**



(૦)

**પાલણસીંહ—**



**પીઠો ભગત—**



**ભવાનીદાસ—**



**ભાણદાસ—**



**ભેરવપરી—**

[illegible]—



હરજી ભાટી—

(છ)

## મેઘજી



## પીંગળસીંહ કવિ



## લાધો

| | | | |
|---|---|---|---|
| ઓાવ્રતો પલંગ | ૧—૦—૦ | ગજરામારૂ | ૦—૮—૦ |
| ખુબીનો ભજનો | ૦—૮—૦ | સદેવંત | ૦—૮—૦ |
| ભયંકર ભુતાવળી | ૦—૮—૦ | બીલ્હણ | ૦—૮—૦ |
| ચતુરસુંદર મોટી | ૦—૧૨—૦ | સ્ત્રી ચરીત્ર | ૦—૮—૦ |
| જસમા મોટી | ૦—૮—૦ | ભજન સાગર | ૦—૮—૦ |
| હોથલ પદમણી | ૦—૧૨—૦ | નરસી મેહેતો | ૦—૧૨—૦ |
| ચતુરસુંદર મોટી | ૦—૧૨—૦ | કાનાકુંભાર યાને સતી પારવતી | ૦—૮—૦ |
| ફેલજરાર | ૦—૧૨—૦ | સતી તેજબા | ૦—૮—૦ |
| ભજન ભંડાર | ૦—૮—૦ | | |

તમામ જાતના પુસ્તકો છપાવી કીફાયત ભાવે વેચનાર.

## બુકસેલર મંગળદાસ જોઇતારામ

## રીચીરોડ—અમદાવાદ.

ડસેલર મંગળદાસ જોઈતારામના

પુસ્તકાલયમાં પોતાની પ્રસીધ્ધ

કરેલાં પુસ્તકોનુ સુચીપત્ર.



॥ श्रीमतेरामानुजायनमः ॥



# સંત સમાજ ભજનાવળી.

## ગણુપતિની સ્તુતિ.

### શ્રી મંગળાચરણ.

**૧ રાગ—નંદકે લાલા હો મતવાલા.**

વિઘ્ન હરન ગવરી કે નંદન, સમરૂં સદા સુખકારી—ટેક.
જીસી સુમરનસે પાપ કટત હે, નિરમલ હો મતિ મોરી—વિ૦
અવગુન બહોત ગુન નહિ એકે, માફ કરો ચુક મોરી—વિ૦
નિરમલદાસ સંતનકો સેવક બિનતી કરૂં મેં તોરી—વિ૦

**૨ રાગ– કલ્યાણ.**

શ્રી ગણુપતિ ગણુ-મહારાજા, તુમ રખલો મોરી લાજા,
પ્રભુ તુમ રખલો મોરી લાજા—ટેક,
સર્વ દેવનમા હો તુમ દેવા, પ્રથમ પહેલી તુમારી સેવા;
ફળદાયક ફળ હો તુમ દેવા, ઐસેહો મહારાજા—તુમ૦

મકરાકૃત કુંડળ, એકદંત અતિ શોભિત ઉજવળ;
સુંઢ દુંદાળે અતિ બળ, ઐસેહો મહારાજા—તુમ૦
ન હરન ગવરીકે નંદન, તારણ તરણ અસુર નીકંદન
ભાલ તીલક ઓર કેશરી ચંદન, ઐસે ગરીબ નીવાજા-તુમ૦
રૂગનાથસીંગજી ગુણકુ ગાવે, લઈ ચંગસે તાર મીલાવે;
ફતેસીંગ ભજનમેં ગાવે, ઐસેહો પ્રતીપાલા—તુમ૦

### ૩ રાગ--કલ્યાણ.

બેડા લગાદે પાર ગજાનંદ દુંદાળા,
દુંદાળા મોટી સુંઢાળા ( ૨ )
મેરા બેડા લગાદે પાર, ગજાનંદ દુંદાળા ટેક.
પેહેલા કરમાં, જલરે કમંડળ,
બીજે મોદીક હાથ, ગજાનન દુંદાળા—મેરા.
ત્રીજા એ કરમાં, ફરશીરે શોભે;
ચોથે ઝાલી જપમાળ, ગજાનંદ દુંદાળા—મેરા.
માતાએ કહીએ જેની, આદ ભવાની;
પીતા એ શંકર દેવા, ગજાનંદ દુંદાળા—મેરા.
બેઊ કર જોડી, અરજ કરૂં છું.
પ્રણમું વારંવાર, ગજાનંદ દુંદાળા—મેરા.

### ભજન ૪ થું

ગજાનંદ સમરીએરે, દાતા નમું ગરૂવા ગણપતી;
સુંઢાળાને સમરીએરે, દાતા નમું ગરૂવા ગણપતિ-ટેક.

## ભજન ૫ મું

રણુ જણુ રણુ જણુ ચલો મેરે દાતા,
દયા ભાવે મન ભોળાજી. ટેક૦

શુદ્ધ બુદ્ધ નારી તારા ચમર ઢોળે હે દાતા,
મેર કરોને મોરારીરે. હે રુણ૦

રીઝા ગુરૂદેવ સુંઢાળા
ખોલ્યાં મારા રૂદીયાનાં તાળાં;
પાર્વતીનો પુત્ર તો કહીએ દાતા,
પીતા શંકર દેવારે રીઝા ગુરૂ. હે રુણ૦

ગ્રંથ સીંદોરના ચડે રંગ ચોળા,
કંઠડે ફુલડાની માળાજી રીઝા ગુરૂ;
કાનુંમેં કુંડળ ઝળંકત આવે હે દાતા,
દર્શન દીયે ને દેદારા રીઝા ગુરૂ. હે રુણ૦

ગણુપતિનાથ પકડોને હાથ, પરસન હોય પારવતિ;;
દેવી દેવતા કરે સેવના (૨) કરસન કમળાપતિ–સુંઢાળાને
પુજા ને પાત્રી ચડે રંગરતી; ધુપ ધ્યાન આરતિ;
ચાર ભુજા તારે ભલે બીરાજે (૨) રીદ્ધસીદ્ધ દોનુ સતિ–સું૦
દેખીને ડરે પ્રણામ સહુ કરે, દાતા મહાવિકરાળ મુરતિ
એકએક દંતો દથાજવંતો (૨) બહોત કર વિનતિ–સું૦
સિંહલદ્વીપમાં તારી સ્થાપના, લાંબી સુંઢ ઝુલતી;
દસ નામ ચગણે ભણે રૂખડીયો (૨) આદીઅનાદી અતિ–સું૦

# મુળદાસનાં ભજન.

જીરે વટાવડા વાટેને ઘાટેરે
વીલંબ નવ કીજીએરે—ટેક.
સ્વપનામાં સુતારે હરીજન જાગજો,
તારો જન્મ પદાર્થો જાયરે;
દેવને દુર્લભ છે આ દેવતા,
તે પુરણ ભાગ્યે પાય. જીરે વટાવડા વાટને
એવા વાટેને ઘાટેરે વીલંબ ન કીજીએરે—ટેક૦
એવુ આપો આપુ અરપીને પરને પોખીએરે.
તે ભજવા શ્રી ભગવાન
આત્મ ને પર આતમ એક કરી જાણજો,
તે દયા સમો નહિ દાન. જીરે૦

.ત સાધકે રાજાજી બનાવ હે,
જામે બેઠા હે ગુરૂ મેરાજી;
કાયા બેડી પ્રભુ પાર ઉતારો હે દાતા:
સુન સખર ઘઢ ઘેર્યો રે રીઝા ગુરૂ. હે ગુણુ૦,
રેવાદાસ કેરી સેવા બનાઇ હે,
હરદામા હુવા અંજવાળાજી;
ભાવ દાસના બોલ્યા રામદાસ,
પ્રગટ કરીને પોકાર રીઝા ગુરૂ. હે ગુણુ૦

———

એવા પરદેશી પરોણલા આવ્યા ઘેર આપણેરે
તે વાયક દેશી વાય એવા જાણો છો પોતાના
ઇચ્છે તે પારકા પુત્રને પરીવાર જીરે૦
એવા સરોવરને તરોવર પંડ પરમાર્થી
એવા નદીયુંના નીર નવસેં પોતાતણાં
તે નીર નવાણે જાય. જીરે૦
એવા છતેને પોતે નવ વાવરે
એ અણુસમજુ છે નાર્થ;
કાયાને માયારે મીથ્યા કરી જાણજો
તે સંભારી નહિ આવે સાથ. જીરે૦
પંડને પસોરા પોઠયા પ્રાગ પાંહડે,
ત્યાં પંખીડા વસે દોનુ પાસ;
કાળને કબાડી આવ્યો તેને કારમ્યો
તે નીત્ય પરલેને નીત્ય નાશ. જીરે૦
સંસારીઓ સુતોરે ઘેર્યોરે લઇ ઘેનમાં.
જેને અન્ય માયાની આશ;
એવા હરીજન ભાગ્યારે શબ્દ રૂડા સાંભળી;
તે તો મહારાજ સુખદાસ જાય જીરે૦

## ભજન ૨ જું.

લેવાય તો રામનામ લેજોરે, નીકર મુન રહીએ હો બંદા;
વનરામાં રહીને વનફળ ખાતા, વિના પાલવમાં પડયા રહીએ હે.
સાધુસંતની સેવા કરીએ, સાધુના સંગમાં ભળીએરે; હે૦

હારીએ વહ્યો જાય છે, તેની સંગાતે નવ જાએરે. હે.
મુળદાસ વેદની વાણી, હૃદયકમળમાં લઇએરે.

## ભજન ૩ જું.

સુપનમાં સુતારે જન તમે જાગજોરે
અને તારો જનમ પદારથ જાયરે;
એવી દેહને દુર્લભરે મોટા દેવનેરે,
પુરણ ભાગ્ય હોય તો પાય રે. ટેક૦
જીરે વટાવડા પ્રરવે છે વાટનાં,
એવી વાટોને વાટોરે વિલંબ ન કીજીયે;
ન્તેને હુતેરે જે વીત નહીં વાવરેરે
તે તો અણુસતીયારે કહેવાયરે. ૧
કાયાને માયારે મીથ્યા કરી જાણજોરે
અને ભાઈ સઘળું નહીં આવે સાથરે;
જાણો છો પોતાનું પણ આ છે પારકુરે
ભાઈ પુત્રને પરિવારરે. ૨
જેમ પરદેશી પરોણારે આવ્યા ઘર આંગણેરે,
એને વાયરે વિદેશીરે વાયરે;
ઓવરને ત્રોવરરે પડે પરમાર્થીરે
અને ભાઈ ખપે તે વેડીને ખાયરે. ૩
નદીઓ સંગરે નીર પોતા તણાંરે
ભાઈ નીર તો નવાણે જાયરે;

## ભજન ૪ થું.

પંડને વરમંડપમાં જ્યારે વાણી નોતી,
ત્યારે નાવને બુંદ નવ ઝરતાજીરે;
બ્રહ્માને વિશ્નુ મહેશ્વર નોતા,
ત્યારે આપે આપ અકરતાજીરે.
સાચો મહા ધરમ છે હાં બારજ્યા ભીતર
એક બ્રહ્મ છે હોજી. ટેક૦
ધન મથી માયાએ મહેલ રચાવ્યો,
ત્યારે નાદને બુદ પરકાસ્યાજી;
પાંચેરે તત્વ લઇને પ્રગટ કીધા,
ત્યારે ચૌદે લોક રચાવ્યાજીરે. સાચો૦ ૨

માટે આપાપુ અરપીનેરે પરને પોખીયેરે,
ભાઇ ભજીયેરે શ્રી ભગવાનરે.
આતમને પરઆતમરે એક કરી જાણીયેરે
ભાઇ દયારે સમો નહીં દાનરે;
પંડેને પોઢયારે પ્રાગવડને પાનડેરે,
પંખીડા વસે ધેનુ પાસરે. ૫
કાળને દબાડીરે આવ્યો જ્યારે કારમ્યોરે
ત્યારે નિત્ય પરલેને નિત્ય નામરે;
શબ્દને સંભારીરે સંતો તમે ચાલજોરે,
એવા મહાજન કેહે છે મુળદાસરે. ૬

ધ મહા મંત્ર લઈને પંથ પ્રકાશ્યો,
ત્યારે ઘાટેને પાટે પુજા કીધીજીરે;
પાંચે મળીને મહાવ્રત સાધ્યા,
તારે નામ તો ધરાવ્યાં નીમ ધારીજીરે. સાચો૦ ૩

ભાઈરે તેરૂ બીખરથી ગંગાજી મંગાવ્યાં,
વાછેને કાછેરે ત્રવેણીજી;
ભકત જુગતને લઇને ઓધરણી,
શબ્દમા રેણીને કરણીજીરે. સાચો૦ ૪

દયાને ધરમ લઈ પરમારથ પેખો,
તમે આપો પણ નવ લેખોજી;
ગુરૂને વચને તમે હોઇ કરી ચાલો
તમે સરવમાં નિરંજન કરી દેખો. સાચો૦ ૫

ગુરૂજી ભેદેને ચારે વેદ,
ત્યારે ભક્તિ લઇ શીવજીને દીધી;
શીવને શક્તિ મળી ધર્મ ચલાવે
ત્યારે ઉમૈયા માટે પધાર્યાંજીરે. સાચો૦ ૬

શબ્દ નિત હોઇ ઉન મુન રેણું,
ત્યારે જાત વરણ નવ ભાળેજી;
મુળદાસ કહે જે નર ભીતર જાગ્યાં,
તો માતારે ધર્મને પાળોજીરે.
સાચો ધર્મ છે હાં બારજયાં ભીતર. સાચો૦ ૭

## ભજન ૫ મું,

વચનને વિચારીરે સંતો તમે ચાલજોરે,
હાંરે ભાઇ ઇ છે મોટાનો મર્મરે. જીરે૦
ભાવે ને અમૃત માંહિ વીખ લઇ ઘોળીયેરે,
હાંરે એનું કોઇક બેસે કર્મરે;
જીવો સેવો સ્વામને સ્વામને સેવોરે,
નકલંગી નામને જીરે સેવો સામને. જીરે૦
ઝળીને સાકરરે લઇને નાંખે દુધમાંરે,
હાંરે લઇને પલંગને પાયરે;
વશીયરની ડાઢેરે વીખ ઘણું ઉપજેરે,
હાંરે ભાઈ પંડ પડે કાં જીવડો જાયરે. જીરે૦
ગંગાના જળ વહે અતિ નિર્મળાંરે,
હાંરે એને પીધે પ્રાયશ્ચિત જાયરે;
ઝળીને બળીરે જવ કેરા જોગમાંરે,
હાંરે ઇતો દેભિક જળ કહેવાયરે. જીરે૦
મહીને મથ્યે નવે નીઘ નીપજેરે,
હાંરે પાણી મથ્યે શું થાયરે;
લુણને મળ્યુંરે મહી કેરા માટમાંરે,
હાંરે એતો ગરથ સમુળગો જાયરે. જીરે૦
અણું ને કણું ર પડયું જેની આંખમાંરે.
હાંરે એને જોયા તણું સુખ જાયરે

## ભજન ૬ ઠું.

નવધા ભક્તિ કરોએ સોહમ, નામ જપો જનમ ભવ તરો:
ગણપતિ ગુરૂ ગુરુ ભંડાર, તોગતરે મુક્તિના દાતાર;
તો નીગમ કહે નીરધાર. જીરે નવધા ભક્તિ૦
પ્રથમ નામે પ્રહલાદ ઓધાર્યો, રૂષી નારદને પ્રતાપે;
નરસીંહરૂપ ધર્યું નારાયણે, તો પરબ્રહ્મ પ્રગટયા છે આપે. જીરે૦
હાથ જોડીને હનુમાનજી ઉભા, તો રામજી કેરા નીજવાસા;

ગ્ન્યાનં આંજણુંરે ગુરૂએ આંજ્યું આંખમાંરે,
હાંરે એના નેતર નીર્મળ થાયરે. જીરે૦
રતનની જતનરે સંતો તમે રાખજોરે,
હાંરે જેમ માજન સંઘરે માલરે,
ખાઓને ખરચોરે વીગતે વાવરોરે,
હાંરે ભાઈ ડાચો થઈને દલાલરે, જીરે૦
સર્વેને અમૃત રે પીધું બેસી પાસમાંરે
હાંરે છલ કરીને મનમુખેરે;
અંતઃકરણુંરે જેનાં નહી ઉજળાંરે,
હાંરે ભાઈ દીધું દેવતાને દુઃખરે. જીરે૦
પાતર ને કપાતરરે એ છે પટીંતરોરે,
હાંરે ભાઈ તેથી પામીયે ત્રાસરે;
કલંક નથીરે નકલંગી નામરે,
હાંરે ભાઈ માહાજ કહે સુળદાસરે જીરે૦

વાંચે ને કાચે કેવળ ભક્તિ, તો રામજીના ચરણુ નીવાસાં.
ચરણુ કમળ લક્ષમીએ સેવ્યા, તો પતિવ્રતા પદની દાસીરે.
એ નીજ ધર્મ કર્યો નારાયણે તે અખંડ મુરતી અવિનાશીજીરે૦
સખારે ભાવે અરજુને સુખ લીધું તો કૃષ્ણ ઉપાશણુ કીધું
મળા કલપાંતે પાંડવને એધાર્યો એ ભક્તિ અભેપદ દીધી જીરે૦
અક્રૂરને જયારે ભ્રમર ભાસ્યો, તો આત્મરૂપ છે એમ કે,
કૃષ્ણુ વિના બીજું કાંઇએ ન ભાસ્યુ તો વેદ પુરાણે વિવેકેજીરે૦
શ્રીમદ ભાગવત શુકદેવે કહ્યું તું, તો પરીક્ષિતને રસપાનીં;
નામ લેતાં રે અભેપદ પામ્યા. તો વૈકુંઠનારે વૈમાના. જીરે૦
સેવારે પુજા પૃથુરાએરે કીધી, તો બળરાજા આપની વેદી;૦
મુળદાસકહે કોઇ મહાસંત જાગ્યા તોનવધા ભકિતની વેદી—જીરે૦

## ભજન ૭ મું

સુદર વરની ચુંદડી, માંહી છે આત્મારામનો આંક ઓધા૦
તપ તીરથ મેં બહુ કર્યા ને, વૃત કર્યાં રે અપાર,
ભગવત ભવાની બહુ ભજ્યારે, મારે હરીવરવરવાની આશ ઓ૦
બ્રહ્મએ વણુ વાવીયાં ન, વીણે ચારે વેદ,
સનકાદીકે સુતર કાંતીયાંરે, તેનો કોઇ ન જાણે ભેદ. ઓધા૦
ત્રીગુણુ તાણ્યો તાંતણોને માંહી પ્રેમનો રસપ્રાણ;
નુરત સુતર નળી ચાલીરે, એના વણુનારા સંતસુજાણ. ઓધા૦
ચારે મુકટના ખુટા રચાને માંહી તાણુાના રંગ પાંચ;
ચોવીશું સાળે ચડીયુંને, માંહી છે વીવેક વીચારનું રાસઓધા૦

# દેવયાત પંડિતનાં ભજન.

## ભજન ૧ લું

પેલા પેલા પવન ફરકશે, નદીએ નહીં હોય નીર;
ઓતર થકીરે સાયબો આવશે, મુખ્ય મોહન વીર.

ધ્યાસે રંગી ચુંદડીને, શુકદેવે પાડી ભાત;
હુ બુદ્ધિ એબુટા જડયાને એની જુજવી જુજવી ભાત ઓઘા૦
ગુરૂએ ઓઢાડી મને ઘાટડીરે ઉપર સુંદર શ્રીફળ ચાર;
શ્રીગુણ સાગે સગાઈ કરીરે મારા પુન્યતણો નહી પાર ઓઘા૦
વીવેકે વીવા રચીને, માંહી વૈરાગનારે લગન,
પ્રભુજી પધારીયારે, મારૂં મોહે ભરાણું છે મન. ઓઘા૦
મન કમ વચને માચરૂંને મેં મેલી લોકડીયાની લાજ
હશેવાળો હરી શું ગ્રહ્યોરે માંહી છે વાણીતણી વરમાળ ઓઘા૦
ચારે તે જુગની ચોરી રચીને મોકી મન છે ખેતરપાળ.
બ્રમહુતાશન પ્રગટીયોરે માંહી છે વાણી વરમાળ. ઓઘા૦
કર્મ કાસ્ટનો હવન કીધો ને મંગળ વરત્યા ચાર,
પીતાજીએ દાન બહુદીધાંરે અમે કોડે જમ્યારે કંસાર ઓઘા૦
રાતો રંગ રેણી તણોને એનો પુરણ લાગ્યો પાસ;
અનંતજુગે રંગ નહી ઉતરેરે વાણી ગાયછે સંતમુળદાસ ઓ૦
અખંડ એવાતણ વર હું વરીને પરણીને રાખ્યા પાસ;
જે જન ગાય ચુંદડીરે એનો વૈકુંઠે હોજો વાસ, ઓઘા૦.



દેવાયત પંડિત દહાડા દાખવે, સુણલે દેવલદે નાર;
આપણા ગુરૂએ સત્ય ભાંખીયું, જુઠડાં નહિરે લગાર.
લખ્યાને ભાખ્યારે સોય દીન આવશે. ટેક૦
ધરતી માથે હેમર હાલશે, સુના નગર મોજાર;
લક્ષ્મી લુંટાશે લોકોતણી, તેની કાંઇ રાડને બુમ. દેવયાત૦
પોરોરે આવ્યો સંતો પાપનો, ભરતી માગેરે ભોગ;
કેટલાક ખડકે સંહારશે, કેટલાક મરશે રોગ દેવયાત૦
ખોટાં પુસ્તકો ખોટાં પાનીયાં, ખોટાં કાજીનાં કુરાન;
અસલ જાદીરે ચુડો પહેરશે, એ છે આગમનાં એંધાણ. દેવ૦
જતી સતી ને સાબરમતી, ત્યાં હશે સુરાના સંગ્રામ;
કાયમ કાલીગાને મારશે, ને નકલંક ધરશે નામ. દેવયાત૦
કાંકરીયા તળાવે તંબુ તાણશે, સો સો ગામોની સીમ;
રૂડીરે રળીયામણી, ભેળાં અરજુન ને ભીમ. દેવયાત૦
પશ્ચિમ દીશાથી સાયબો આવશે આરે મારો જુગનો જીવન
કળીયુગ ઉથાપી સત્યયુગ થાપશે તે બોલ્યા દેવયાત પંડિતરે.

## ભજન ૨ જું

કામ ક્રોધ મન માંયલાને વારોરે સાધુ ધરમ સંભાળોરે હોજી
મન વાત બાવો શું સમજાવેરે પવન વેગથી ન્યારોજીરે સંતો
આઠ કુળ પર્વતપર ધરા જેમ ધ્રુજેરે,
ભેળા હનમો હશેરે હોજી કામ૦
દશમેં દરબાર ગુરૂએ દયા વરતાવીરે,

## ભજન ૩ જું

લોભી આતમને સમજાવે,
મારા સદ્‌ગુરૂજીને પુછું રૂડા જ્ઞાન બતાવેજી—ટેક
હંસલા મેલીને બગલાને કોણ સેવે
બગલા બાહેર ધોળાને મનના મેલા—મારા૦
હીરલા મેલીને પથરાને કોણ સેવે
પથરા બાહેર ભીનાને અંદર કોરા—મારા૦
કેસર મેલીને કેસુડાને કોણ સેવે;
કેસુડા, બાહેર રાતાંને મુખના કાળા—મારા૦

રણુ વગડામાં ગુરૂએ રમતુ માંડીરે
પાપી પરલે હોશેજી — કાલ૦
મનના માન્યા મરૂએ મેઘ વરસાવ્યારે;
ત્યારે પડઘે કાળીગો ભાગ્યોરે હોજી — કાલ૦
નાગરવેલે નિત્યે ફળ હોશેરે;
એવા વાંજીયા વધારો બાવો કરશેજીરે — કાલ૦
એ અમરફળ સાહી ધને હોંસે ત્યારે
તાં કાળીગાને મારોરે હોજી — કાલ૦
મેં પણ લોભી મેં પણ લાલચુરે
ચરણાંગત સ્વામી તારોરે જીરે જીરે — કાલ૦
સબળા પંડિતના ગુરૂ દેવયાત બોલ્યારે
મેં આધીન તરો તારે હોજી — કાલ૦

## ભજન ૪ થું

હે વીરા ! પાત્ર પરખ્યા વિના સંગ નવ કીજીએજી
ઓછા અજ્ઞાની ઉપાધી કરશેજી. હે૦
હે વીરા ! હેમનો ઠરેલ એક ઉંદર હતોજી.
તેને હંસે પાંખમાં લીધો;
હે વીરા ! સસીયર થયો ત્યારે પાખું શણગારી,
પાંખું પાડીને અળગો થયો. હે વીરા૦
હે વીરા ! સજીવન મંત્ર એક વિપ્ર ભણ્યો.
તેણે મુવેલો વાઘ જીવાડયો;
હે વીરા ! ઈ વાઘે ઓલા વિપ્રને માર્યો,
પડકારીને પેલે થાપે. હે વીરા૦
હે વીરા ! દુધ સાકર લઈને વસીયરને સેવ્યો
તનમનથી વીખ નવ છાંડયો;
હે વીરા ! અજ્ઞાની જીવને જ્ઞાન નવ આવેજી,
ભલે વાંચીને વેદ સંભળાવે, હે વીરા૦
હે વીરા ! ભવના ભુલ્યા નર હીંડે ભટકતાજી,
એવા લેખ લખ્યા છે અવળા;

સુગરા મેલીને નુગરાને કોણ સેવે;
નુગરા નિશ્ચે નરકે લઇ જાવે—મારા૦
સોભાજીનો ચેલો દેવો પંડીત બોલ્યા;
મારા સંતાનો બેડલો સવાયો—મારા૦

વીરા ! દેવલ ચરણે દેવાયતજી પંડત બોલ્યા.
૬ તો સમજ્યા તે નર સવાયાં. હે વીરા૦

### ભજન ૫ મું.

ગુરૂ તારો પાર ન પાયોરે, પાર ન પાયોરે;
પૃથ્વીના માલેક તારજો હોજી ટેક૦
હાંરે હાં ગવરી પુત્ર ગણેશ, દેવને સમરોજી;
સમરૂં સારદા માત. પૃથ્વીના૦
હાંરે હા જમી અસમાન મુળ વિના માંડુજી હોજી;
થંભ વિના આભ ઠેરાવ્યોરે. પૃથ્વીના૦
હાંરે હા સુનુ શીખર ગઢ અલક અખેડાજી હોજી
વરસે નુર સવાયોરે. પૃથ્વીના૦
હાંરે હાં જળ હળ જયોતસુ દેવા તારી જળકેજી હોજી
દરશન બીરલે પાયોરે. પૃથ્વીના૦
હાંરે હાં શું બીયોનો ચેલો, દેવયાત પંડિત બોલીયા હોજી
સંતોનો બેડલો સવાયોરે. પૃથ્વીના૦
ગુરૂજીને ઓળખ્યા હોજી સમી તારો પર ન પાયોરે;
પાર ન પાયો જીવન ઠાકોર તારો પાર ન પાયોરે. પૃથ્વીના૦

---

## જેસલનાં ભજન.

અહી મેરૂ નહી મેદની, નોતા ધરણી ને આકાશ,
ચાંદોને સુરજ દોય નહોતા, તેદી ધણી મારા આપો આપ.

વારે વારે કહું મારા દીલડાની વાત;
જાડેજા કરીલે ભલાયું થોડા જીવણાદે જેસલજી. ટેક૦
હળ ખેડતો મેં તો હાલીને માર્યો,
પાદર લુંટી પાણીયારી કાઠીરાણી પાપ પ્રકાશો. વા૦
ચોવીશ વરસ સુધી મેં ચોરીયું કીધી,
અમારા અવગુણુનો નહી પાર;
કાકઠીરાણી પાપ પ્રકાશો ધણી આગળે. વા૦
આવી આવી અતિથિની જમાત જાડેજા,
તેમાં તે સાથઓ આવીયો;
અવર રોજાને લાંબી શીંગ જાડેજા,
સાચબાને કસ્તુરી કેવડોરે;
જેસલજી બોલીયા તોરલ કાઠીરાણી જાડેજા,
ખોલ્યા ને ફૂલ ફુટી પાંખડી રે. વા૦

પીરને પોકારે મુજા ભવરા, સતી તારો ધર્મ સંભાળ;
પોતાન પુન્યવિના પાર નહિ, ગુરૂવિના મુક્તિ પણ નોય પી૰
ધરતીના દ્વાય પડ ધ્રુજશે, પૃથ્વીમાં હોશે હાહાકાર;
નીરવખ હરીજન જાગશે, તે સાચા દેવતણો દુવાર. પી૰
નરને મળ્યા નજીયા પંથી, સેખ બંધનને સધીર;
મુવાને તોરલ સજીવન થયા, તે બોલ્યા જેસલ વીર. પી૰

## ભજન ૨ જું

## ભજન ૩ જું

શબ્દોના બાંધ્યા સંતો શું કરે પુરા સાધ્ય હોય ત્યાં જઇમળે
વાયક આવ્યાં સંતો દો જણારે, ત્રીજું કેમ સમાય;
પંથ ઘણો જાવું એકલું. એ પાળા કેમ ચલાય. શબ્દો
સોના કટારી સતિએ કર ધરી, પાળી માંડી છે પેટ;
કુખ ખોદી કુંવર જનમીયો, એ જન્મ્યો માજમ રાત. શ૦
હીરની દોરીનો બાંધ્યો હીંચકો, બાંધ્યો આંબા કેરી ડાળ.
બાઇ પાડોશણ મારી બેનડી, રોતાં રાખે નાનાં બાળ;
અમારે જાવું ધણીને માંડવે, તારા કેશું જારને જુહાર. શબ્દો૦
ત્યાંથી તોળીરાણી ચાલીયાં, આવ્યાં વનડા મોઝાર;
વનમાં વસે એક વાંદરી; ઠેકે મોટેરા ઠેક. શબ્દો૦
ત્યારે તોળીરાણી બોલીયાં સાંભળો વનડાના રાય;
ઉરે વળગાડી તારાં બચડાં, રખેને ભુલની ચોટ. શબ્દો૦
મારાં બચડાં મારી ઉરમાં, તોરલ ત્હારાં સભાળ
કોળીયા અન્ને કારણે, પુત્ર તારો આંબાની ડાળ. શબ્દો૦
પુત્ર સંભારી પાનો ચડયો, અંગડે વ્યાપી છે પીડ;
થાન હતાં સતીનાં થરથર્યાં, પડતા છાંડયા પ્રાણ શબ્દો૦
ગરથ ગણી ગાંઠે ધર્યો એ તોરલ છાંડયા પ્રાણ;
અધવચ ઘેરી ડુલીયા અને શો દેશું જવાબ. શબ્દો૦
જેસલ ગાંઠડી ઉપાડીયા, ચાલ્યા ધણીને દુવાર;
સામા મોહોલ મહારાજના, દીપક રચીયલ ચાર. શબ્દો૦

## ભજન ૪ થું.

પીર કેવરણારે, જેસલ ને તોળી ભાઇ
સાધ કેવરણારે જેસલ ને તોળી,
જેને હલકે ભ્રાન્ત કોઇએ ન આણીરે,
અલાહો જુગમાં સીધ્યા પીર, જેસલને તોળી હોઠ
બીજડીયા વરને જ્યારે જામૈયો રચાવ્યોરે હાં
ધણી કેરા પાટ મંડાણારે હાં માજમ રાતના હુવા મંછડાં
ત્યારે ચોરી થકો ઘેર આવ્યોરે — અલા હો૦
તોળીને ઘરે જ્યારે જામૈયો રચાયોરે હાં,
અને કોઠોડે કીધી કમાણીરે ભાઈ,
તોળી ઘોડી લઇ જેહલને સોપ્યાં;
ત્યારે સાહેબ રાખ્યા સંઘાતેરે — અલા હો૦
ચોવીસ વરસ સુધી ચોરી કીધીરે હાં,
અને ઘણેરા જીવ સંતાપ્યારે.
ઘોળા આવ્યા ત્યારે ધણીને ધાયો
ત્યારે મંદીરે પાધાર્યા મોરારી. — અલા હો૦
જેસલ ને પીર જેતોરે ભાઈ

ગવમાં ગાંસડી ઉતારીઉ, ઉઠો તોરલદે નાર,
તમે જાગ્યે જામો જામશે; બોલ્યા જેસલરાય.
ગાય શીખે સુણે સાંભળે, તેનો વૈકુંઠમાંવાસ.
સાંસતીયા કાઠીની વીનતી, જાગો તોરલદે નાર. શબ્દો૦

## તોળીરાણીના ભજન.

### ભજન ૧ લું

પાપ તારાં પ્રકાશ જાડેજા ધર્મ તારો સંભાળરે
તારી બેડલીને બુડવા નહિં દઉં જાડેજા તોરલ કહેછેરે—ટેક૦
તોડી સરોવર પાળ સતિ મેં તોડી સરોવર પાળરે;
ગોધણ તરસ્યાં વાળીયાં, તોળાંદેરે જેશળ કહેછેરે—પાપ.
હરણ હણ્યા લખ ચાર સતિ મેં હરણ હણ્યા લખ ચારરે
જાનના મોરલા મારીયા તોળાંદેરે જેશળ કહેછેરે—પાપ.

અજાળમાં અજેપાળ સીધ્યા
ત્યારે તોરલે ત્રણ નર તાર્યારે અલા હો૦
બીજ હતું તે સાધુ મુખ વાવîરે હાં
અને વેળુ વાવી ઘેર આવ્યા;
એક મને હુઈ અલખ આરાધીયો,
ત્યારે સાચા મોતી ઘેરે લાવ્યા. અલા હો૦
ઉંચા મોહોલ ને તે પર આંબલીરે હાં.
અને નીચાં ગંગાજળ પાણીરે,
માલદે કોટવાલે ઉમા આરાધીઓ;
ત્યારે જેસલ તોળી નરવાણીરે. અલા હો૦
અહાહે જુગમાં સીધ્યા પીર જેસલને તોળી
દલડે ભ્રાંત કાંઇએ ન આણીરે હો અલા હો૦

હકેને હાલે હેતે તમે હુઈ મળો હાં;
સાચે હલે કરોને ઓળખાણું મારા વીરારે તોળીકે.
મારૂ મન બાંધો શુરવીર સાધસે હાં;
જેને રદે વસે લાલ ગુલાઈ મારા વીરા. તોળીકે
આંજણુના આંજ્યારે ભુલ્યા તમે કાં ભમો હાં;
હાથમાં દીવો કાં પડો કુવે મારા વીરારે. તોળીકે
આંખ્યુના ઉજાગરા વીરા તમે કાં કરો હાં;
તેણુ નરખીને તમે જુઓ મારા વીરારે. તોળીકે.
કાલરને ખેતરમાં બીજ નવ વાવીએ હાં
પાત્ર જોઈ જોઈને તમે પેખો મારા વીરારે. તોળીકે
જોત્યું તે અજવાળે દાન રૂડા દીજીએ હાં;
રૂડા સાધુને સેવો દલ ચોખો મારા વીરારે. તોળીકે

લુંટી કુંવારી જાન સતિ મેં લુંટી કુંવારી જાનરે;
સાતવીસુ મોડબંધા મારીયા, તોળાંદે જેશળ કહેછેરે—પાપ
વાળી ચરતી ગાય સતિ મેં વાળીં ચરતી ગાયરે.
બેન ભાણેજને ડુભીયાં, તોળાંદેરે જેશલ કહેછેરે—પાપ
જેટલા માથાના વાળ કાઠીરાણી જેટલા માથાના વાળરે;
એટલાં કુકર્મો મેં કરયાં તોળાંદેરે જેશળ કહેછેરે—પાપ.
બોલ્યા જેશળ પીર કાઠીરાણી બોલ્યા જેશળ પીરરે;
મુંને સંત ચરણાં રાખજો તોળાંદેરે જેશળ કહેછેરે—પાપ

## ભજન ૨ જું

## ભજન ૩ જું.

જેશલ કરી લે વિચાર, માથે જમ કેરો માર
સ્વપ્ના જેવા છે સંસાર તોળીરાણી કરે છે પોકાર;
આવોને જેસલરાય આપણ પ્રેમ થકી મળીયે
પુરા સાધ્યા હોય ત્યાં જઇ ભળીયેજી. ટેક.
અનુભવી આવ્યો છે અવતાર માથે સતગુરૂ ધાર:
જાવું ધણીને દુવાર, બેલડી ઉતારો ભવપાર. આવો.
આંહે સુરજ વસે છે આકાશ, નવલાખ તારા એની પાસ;
પવન પાણીનો પ્રકાશ, સૌ લોક કરે તેની આશ. આવો.
ગુરૂના ગુણનો નહી પાર, ભક્તિ છે ખાંડાની ધાર;
નુગરા શું જાણે સંસાર, એનો એળે ગયો અવતાર. આવો.
છીપું સમુદ્રમાં થાય, વાકી ધન્યરે કમાય;
સ્વાંતીના મેહુલા વરસાય ત્યાંતેહ સાચાં મોતી થાય, આવો

ऋतुना मेवला जळधारारे वरसे हां
तेनी तमे नीपज ल्यो गोती मारा वीरारे. तोळीके.
वसीयरने मुखे वीखंडा नीपजे हां
सीप मुख नीपजे साचां मोती मारा वीरारे. तोळीके.
मनना मान्या मुनिवर जो मळे हां;
दलडांनी गुंजुं आपणे कीजीए मारा वीरारे. तोळीके.
जेसलने घरे तोळीराणी बोलीयां हां
आपणे गुरु वचने फल लीजे मारा वीरारे तोळीके,

મોતી એરણમાં ઓરા, માથે ઘણ કેરો ઘાય;
ફુટે તે ફટકીયાં કહેવાય, સાચાનીતો ખરે ખબર થાય આ.
જીવની ગતિ ગુરૂની પાસ, કેવી કસ્તુરીની બાશ;
તોળીરાણી તેજતણા અંબાર, સેવકોની લેવા આવે લાજ. આ.
નવલાખ કોથળીયું બંધાય, તે તો ગાંધીડો કહેવાય;
હીરામાણેક હાટે વેચાય, તે તો મુલે માંઘા થાય. આવો.
નિત્ય ઉઠી નાવાને જાય, કોયલા ઉજળા ન થાય;
ગુણકાનો બેટો બાપ કોને કેવા જાય, માવઠામે ટોકણ ન થાય.આ.
દેખાદેખી કરવાને જાય એ તો અધુરીઓ કેવાય
હાથમાં દીવો લઇ કુવે પડવા જાય ચાર જુગની
વાણી તોળીરાણી ગાય. આવો.

## ભજન ૪ થું.

તમે વિશ્વાસી નરને કાં વેડયાં માણા રાજરે;
નર નુગરાસે નેડો ન કરીએરેજી. ટેક૦
હંસલો ને બગલો બેઉ એક રંગાજી;
બેઠા સરોવરની પાળે માણારાજરે. નર.
હંસાને ચારો સાચા મોતીનોજી;
બગલો ડોળે કાદવ ગારો માણારાજરે. નર.
આજ મારા ધણીનો પાટ મંડાણોજી,
જળહળતી જોતયુ દરસાણી માણારાજરે.
ગુરૂને પ્રતાપે સતી તોરલ બોલ્યાંજી;
મારા સંત અમરાપર માલે માણારાજરે. નર.

## ભજન ૫ મુ.

કાઠીરાણી તારો સાયબો બતાવ,
તોળીરાણી તોરો ધણીડો બતાવ;
આદ્ય ભવાની અરજ કરૂં હે જાડેજારે. ટેક.
વસ્યો થુલાને વાસ જાડેજા;
અનુભવ આડાં આવ્યાં જાડેજા, એમ તોળલ કહેછે.
તું તારૂં પાપ પ્રકાશ જાડેજારે;
તારી બેડલી બુડવા નહિ દઉં. જાડેજા એમ.
હેરણાં હેર્યાં લખચાર તોળલદે;
વનના મરઘા મારીયા. તોળલદે એમ.
લુંટી કુંવારી જાન તોળલદે;
સાત વીશું મોડ બંધા મારિયા. તોળલદે એમ.
વાળી ગોંદરેથી ગાય તોળલદે;
બેન ભાણેજુ દુભવ્યા. તોળલદે એમ.
તોડી સરોવરની પાળ તોળલદે;
વનના મોરલા મારીયા તોળલદે એમ.
બોલ્યા જેસલદે રાય તોળલદે;
સંત અમરાપર માલજો. તોળલદે કેછે.

## ભજન ૬ ઠું.

રૂળે મુજ ભાયડાનો ભાવ હાંરેહાં કાઠીરાણી;
સતી તોળલદે અમને તારજો હોજી. ટેક.

હાંરેહાંરે જેસલ જગનો ચોરટો હોજી;
ખાતો ચારે ખંડ હાંરે,
સંગતુ કરીએ જેસલ સાધ્યની હોજી;
વસીએ થુલા ભેગો વાસ હાંરેહાં,
કાઠી રાણી અમને તારજો કાંજી.
હાંરેહાં સતિ તોળલદે એમ બોલીયાંરેજી
હાંરે જેસલ કપડાં ધોઇને લાવ હાંરેહાં;
ઇરે મારગે સુરામળે હેજી જેસલ વાળી ઘરે લાવ. કા.
હાંરેહાં નથીરે પોગ્યો સરોવરે હેજી;
નથી બોલ્યા નીરમેરે હાથ હાંરેહાં
અધવચે ઉજળાં હોઇ રહ્યા
તોળી તારો સાચઓ સસીયાર હાંરેહાં. કાઠીરાણી.
હાંરેહાં જેસલે જામેયો રચાવીયોરેજી;
મુનિવર મળ્યા લખ બેચાર હાંરેહાં કાઠીરાણી.
તેમાં તે ધણી મારો આવી મળ્યોરેજી;
જેસલ રહેજો હુશીયાર હાંરેહાં કાઠીરાણી.
હાંરેહાં કલીયુગમાં નિંદા ઘણીરેજી;
નિંદા છે ટંકશાલ હાંરેહાં કાઠીરાણી.
નિંદા સુણીને સાધુ નીરમળ્યોરેજી;
ઉતરે શીર હુવાં ભાર હાંરેહાં કાઠીરાણી.
જેસલને ધણી મારો આવી મળ્યોરેજી;

## ભજન ૭ મું,

કચ્છથી જેસલ ઊભાઓજી મેવાડ માલો આરાધે,
મુનિવર મળ્યા મુનિવરા, સામ આઘાઆઘી;
ઊભા જેસલ કર માંડયો, ભાયલા ભાવે મળો. એડો. ૧
માલે જેસલને પુછીયું, આપણે હુઇ ઓળખાઇ;
હાથે પંજો દઇને મળ્યા, ઇસાધાર્યા ભાઇ. એડો. ૨
ઘરે જુત્યા ધોરી નમે, કુપે કડવાં પાણી;
આરાધે અમૃત હુવા ઇ તોળલ કાઠીરાણી. એડો. ૩
સાત સોનાની ગુરૂની આરંગી તેમાં રૂપાદેરાણી;
માગ્યા મેહ વરસાવીઆ ઇ માલા ઘેર રાણી. એડો. ૪
જેસલે વાવી પારસ પીપળી માલે વાવી જાર;
પાંડુ પ્યાલે પરઠીયું ડાળુ વરમાંડે જાય. એડો. ૫
પરભત પાખંડમાં કાબડી કોરાણીજી;
આ જુગ જાતાં જાશે નહિ પીપળી પરાતી. એડો. ૬
ધનવે ડુંગર સંતો પગ ધર્યા સાધુ લ્યો વીસામો;
ગરગુરૂનાં બેસણાં થાપના પીરની. એડો. ૭
આધાન આગે નરમલા, નવે નાથે આરાધી;
લક્ષ્મણ ગીરધર બોલીયા સતધરમણી નિશાની. એડો. ૮

.ત તોળલદેને આરાધ હાંરેહાં કાઠીરાણી.
જુનો જાડેજો એમ બોલીયારેજી;
તોળી તારો સાયબો સસીયર હાંરેહાં. કાઠીરાણી.

## ભજન ૮ મું

જાડેજારે તારો તંબુરો સતીના હાથમાંજીરે,
સતિ કરે છે અલેકનો આરાધ જેદી બોલતાં મેવાડમાં
તેદીના બોલ સંભાર જાડેજારે વચન સંભારી વેલા જાગજોરેજી
જાડેજારે મેવાડથી માલો રૂપો આવીયારેજી
તેદુના બોલોને કાજ ત્રણ દિવસને ત્રણ ઘડી
શુરા હોય તો જાગ જાડેજારે વચન સંભારી વેલા૦
જાડેજારે કાલી કેવાશે કાઠીરાણી,
મુવા પછી નરને બોલ્યાના હોય નીમ:
જાડેજારે ધુપ ધજાને શ્રીફળ તો ચડે,
આ તો ખરાખરીનો ખેલ. જાડેજારે વચન૦
જાડેજારે આળસ મરડી જેસલ ઉઠીયારેજી,
ભાંગી ભાયુની ભાંત;
જાડેજારે પેલા મળ્યા રૂપા માલદેને,
પછે મળ્યા તોળલદે નાર. જાડેજારે૦
જાડેજારે માલો પારખને રૂપા પેઢીયેરેજી,
વોરે હીરા હીરાને લાલ;
વચન ચુકયા તો જાશો ચોરાશીમાં,
રેજો તમે વચનની લાર એમ વચન સંભારી વેલા જાગીયા.
જાડેજારે લીધા લગનને કીધાં છાંટણાં,
લાગી વીવાની ખાંત કન્યાએ કેશરીયા પેરીયા,
તો મોડ મીંઢાળ જાડેજારે હાથ, વચન સંભારી વેલા જાગીયા.

# તોળી પ્રબોધ

તોળી પરિક્ષા કરોને નર પુરા
જીરે સંતો સેજયા સોય પાર ઉતારીયાજી
ચંદન રોપાવી તમે કાષ્ટ કાં બાળો,
બીજને વધાવી તમે બારસ કાં પાળોજી.
સાધુને સેવીને તમે અવર કાં ભાળો.
અલખ જીતીને તમે કરીવા કાં હારોરેજી.
અભેદીના નર તમે સભેરી ના કાવો
પ્રગટ જોતું ત્યાં તમે છપતાં કેમ આવોરેજી.
લજ્જાણુંથી ડરીએ તો જોઈને પગ ભરીએ
ધરમ લાભેણુાને શીદ ન વરીએજી  ૨
સત્યમાં બેઠારે નર શબ્દના ભુલ્યા
કેવા અપંડિતને આપે થાય શુલારેજી
પાટે બેસીને પરમોદીરે થાપે
વીના શબ્દે કોળી પાવન આપરેજી  ૩
વચન વીચારી તમે આ ધર્મ પાળો;
સંતને સાહેબ તમે એક કરી ભાળોરેજી,
ચારે ચારે જુગની તો એકજ છે બારી;

ગડેબારે જેસલને ઘરે તોળીરાણી બોલીયાંરે.
નવી સમાધું ખોદાય; સહુ વળાવી પાછા વળ્યા,
એક ન વળ્યા તોળલ નાર વચન સંભારી૦

કૈક ગયા જીતીને કૈક ગયા હારીરેજી.
સહુસ કળાને જોત્ય છે અનેરી
ચારે ચારે પાટ તેની એક છે કનેરીરેજી
અલખપુરૂષના સો અવતારા,
એ પદ બુજે સોઇએ ગુરૂજી અમારારેજી ૫
સત્યના મંદિરમાં જે નર બેઠા,
ગત્ય મુક્તિમાં રમતારે દીઠારેજી.
બીજરે બરાબર નવ કોઈ જાણો;
સંત ઓધરીયા સોઇ ધરમ વખાણો, ૬
સંતના મંદિરીયામાં ધર્મના છે દીવા
અડસઠ તીરથમાં નઇ કોઇએ વારેજી
હુકમ દીઓ તો પીરજી હુરે વધાવું
પોહોર રીઓ તો પીરજી પાટેરે આવુંરેજી ૭
શીલ સંતોષના જે નર ભોગી
ગત્યરે મુક્તમાં રમતારે જોગીજી
હૃદયેરે હૃદયમાં એની છે વાણી
ન પીએ ધરારે અમરત નાંરે પાણી. ૮
વચન વીચારી તમે મહા ધર્મ પાળો,
મેરૂરે શીખરથી ગંગાજીરે વાળોરેજી;
આંગણે આવ્યા નર અખર અંજાતા.
ધન્યરે વખાણુ તોતી તેની માતા.

# મીરાંબાઈનાં ભજન.

## ભજન ૧ લું

અરજ કરે છે મીરાં રાંકડી ઉભીઉભી;
અરજ કરે છે મીરાં રાંકડી—ટેક.
મુનિવર સ્વામી મારે, મંદીરે પધારો વહાલા;
સેવા કરીશ, દિન રાતડી ઉભી ઉભી અરજ.
ફુલના તે હાર વહાલા, ફુલના તે ગજરારે;
ફુલના તોરા ને ફુલ પાંખડી—ઉભી ઉભી અરજ.
પય પકવાન વહાલા, મીઠાઈ ને મેવારે;
ઘેબર જલેબી તલ સાંકળી—ઉભી ઉભી અરજ
સાવરે સોનાનાં વાહાલા સોગઠાં ઢળાવુંરે;
રમવા આવો તો જાય રાતડી—ઉભી ઉભી અરજ.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વહાલા,
તમને જોઇ ઠરે છે આંખડી—ઉભી ઉભી અરજ.

## ભજન ૨ જું.

નેણાં ઠર્યાં છે તમ જોઇને છબીલા લાલ,
નેણાં ઠર્યાં છે તમ જોઇને—ટેક.
જે દિનના મોહન તમે ગયા છો,
તે દિન વિત્યા મુજ રોઇને—છબીલા લાલ૦
લોક લજ્જા મરજાદા તજીને,
રહી છું મોહનજીને મોહીને—છબીલા લાલ૦

તમ વીના હું તો ત્રણે ભુવનમાં,
એમાં ન દીઠા મેં કોઇને—છબીલા લાલ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
રહી છું ચરણ ચિત્ત પ્રોઇને—છબીલા લાલ૦

## ભજન ૩ જું

બલીહારી રસીયા ગીરધારી સુંદર શ્યામ હો તજી અમને
મથુરાના વાસી આવા ન બનીએજી. (ટેક)
વાંસલડી વાગી એવા ભણકારા વાગે છે,
વ્રજ વાટ લાગે ખારી સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી આવા ન બનીએજી—બલીહારી૦
જમુનાનો કાંઠો વહાલા ખાવાને દોડે છે,
અકળામણ દે છે હવે ભારી—સુંદર શ્યામ હો તજી અમને
મથુરાના વાસી, આવા ન બનીએજી.—બલીહારી૦
વૃંદાવન કેરી શોભા તમ વીણ અમને તો;
નજરે દીઠી નવ લાગે સારી—સુંદર શ્યામ હો તજી અમને
મથુરાના વાસી, આવા ન બનીએજી—બલીહારી૦
ગોવર્ધન તોળ્યો વહાલા, ટચલી આંગળીએરે;
અમ પર ઢોળ્યો ગીરધારી—સુંદર શ્યામ હો તજી અમને
મથુરાના વાસી આવા ન બનીએજી—બલીહારી૦
બાઈ મીરાં કહે છે પ્રભુ, ગીરધરના ગુણ વહાલા,
સહાય કરી લેજો શુદ્ધ વારી—સુંદર શ્યામ હો તજી અમને
મથુરાના વાસી, આવા ન બનીએજી—બલીહારી૦

## ભજન ૪ થું.

પ્રભુ પાલવ પકડીને, રહી છું પ્રેમથીરે.
મારા છેલ છબીલા અંતરના આધાર;
ઉભી અરજ કરે મીરાંબાઈ રામનેરે—ટેક.
મારા દાસીપાના દુઃખ, સરવે દુર કરોરે,
શીશ નામું મારા, સદ્‌ગુરૂને પ્રણામ;
ઉભી અરજ કરે, મીરાંબાઈ રામને રે

( સાખી )

સાસરીઆમાં સુખ નહીં, મહીયરીયે નહિં માન;
સુખ દુઃખની વાતડી, ધરતું નથી કોઇ ધ્યાન.
હવે નથી રહેવું રાણાજીના રાજમાંરે;
રાણો રોષ ભરેલો કુડો કપટી રાય-ઉભી અરજ૦

( સાખી )

આ સમે હરિ આવજો, વિઠ્ઠલ કરજો વ્હાર;
ગોવિંદ સાથે ગોઠડી, અબળાના આધાર.
વહાલા વસમું જાણી, વેગે વહેલા આવજોરે;
નહીંતર જરૂર મારા જીવનું જોખમ થાય—ઉભી અરજ૦

( સાખી )

ઉંડે કુવે ઉતારીઆ, તરત તુટયાં વ્રત;
તારણહારો તારશે શામળીયો સમરથ,
એવા વિવેકી વિઠ્ઠલને જાઉં વારણેરે
ટળશે હરિજનોના અંતરના ઉચાટ-ઉભી અરજ૦

( સાખી )

વિશ્વાસે વળગી રહી, ત્રીકમ રાખો ટેક;
આગે હીંમત આદરી, ધારૂં વિવેક.
એવા ભકિત ભાવે ભુધર આવો ભેટવારે,
હું તો વેચાણી છું નાથ તમારે હાથ—ઉભી અરજ૦

( સાખી )

નીતિધર્મ નવ છોડીએ, જયાં સુધી ઘટમાં પ્રાણ;
સહેજે સમુદ્દર ઉતર્યા, જેને ભેટયા શ્યામ,
એવા પુરણ પુરૂષોત્તમ પધારજોરે,
સત્ય રાખો મારા સાચા સુંદરશ્યામ—ઉભી અરજ૦

( સાખી )

રૂપાળા રણછોડજી, લળી લળી લાગું પાય;
રાણા ઘેર જાવું નથી, જયાં સુધી ઘટમાં પ્રાણ.
હવે શરણાંગતની વારે ચઢજો વિઠ્ઠલારે,
પ્રભુ કૃપા કરીને રાખો ચરણની પાસ—ઉભી અરજ૦

## ભજન ૫ મું

પ્યારા ગોવીંદના ગુણ ગાશું રાણાજી અમે,
પ્યારા ગોવીંદના ગુણ ગાશું ( ટેક )
ચરણામૃતનો નિયમ હમારે;
નિત્ય ઉઠી મંદિર જાશું—રાણાજી અમે.
રાણોજી રૂઠશે તો રાજ તજાવશે;
ભગવત રૂઠેરે મરી જાશું—રાણાજી અમે.

વિષના પ્યાલા રાણાજીએ મોકલ્યા;
અમૃત કરીને પીઇ જાશું—રાણાજી અમે.
રામના નામની જાજ બનાવી;
તેમાં બેસીને તરી જાશું—રાણાજી અમે.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ;
ચરણકમળ પર વારી જાશું—રાણાજી અમે.

ભજન ૬ ઠું.

ગુમાનીના ઘેલા રામ, જુવાનીના છેલા રામ
આવરદા તારી વહીરે જશે એજી—ટેક.
હજીએ નર તું, ચેતી શકે તોએ ચેત—ગુમાનીનાં.
પાંચ ને પચીસરે વિત્યાં પ્રપંચમાંરેજી
આવ્યો તારે સાઠ વરસનોરે દીન—ગુમાનીનાં.
વળીને વીશેકેરે વનિતાને વશ થયોરેજી;
તેમાં નર તું ભજવાં ભુલ્યોરે ભગવાન—ગુમાનીનાં.
એમને કાંઇ કરતાંરે આવ્યો તારો વાયદોરેજી
પછીએ તારા મુખડામાં લઇને પડી ધુળ—ગુમાનીનાં.
ભણ્યા ને ગણ્યારે કંઇક ભુલા પડયારેજી;
ભુલ્યા ભુલ્યા પંડિત ચતુરસુજાણ—ગુમાનીનાં.
ગુરૂને પ્રતાપેરે બાઇ મીરાં બોલીયાંરેજી;
દેજો અમને સંતના ચરણમાં વાસ—ગુમાનીનાં.

ભજન ૭ મું.

રૂડી ને રંગીલીરે, વહાલા તારી વાંસળીરેજી;

ચીડીને મધુરીરે, માવા તારી મોરલીરેજી;
એતો મારે, મંદીરીયે સંભળાય—રૂડી ને રંગીલીરે.
કાનુડો એ કાળોરે, બાઇઓ મારે રૂદીયે વશ્યારેજી
મુકી દેને, કહાન કુંવર મારાં ચીર—રૂડી ને રંગીલીરે.
સરખી ને સાહેલીરે, સાથે પાણી નીસર્યારેજી
બેડલું મેલ્યું, સરોવરીયાં નીરે પાળ—રૂડી ને રંગીલીરે.
ઈંઢાણી વળગાડીરે, આંબલીઆની ડાળમાંરેજી
ઉભી નીરખું, નટવર દીન દયાળ—રૂડી ને રંગીલીરે.
હું ને કાંઈ સુતીરે, બાઇઓ ભર નીંદમાંરેજી;
મોરલી વાગી ઝબકીને જાગી માઝમરાત—રૂડીને રંગીલીરે.
ગુરૂને પ્રતાપેરે, બાઇ મીરાં બોલીયાંરેજી;
દેજો અમને, સાધુનાં ચરણોમાં વાસ—રૂડીને રંગીલીરે.

## ભજન ૮ મું

માન સરોવર જઈએ, કુડીરે કાયા માનસરોવર જઈએ
હંસલાની સાથે વીરા, સંગતું કરીયે;
ભેળા બેસીને મોતી ચણીયે—કુડીરે કાયા.
સાધુને સંગતે વીરા, સાધુ કહેવાયે
નીત્ય નીત્ય ગંગાજીમાં નહીયે—કુડીરે કાયા.
માંહેલા એ મનડા કેમ તું ભુલ્યો વીરા
દરશન ગુરૂજીનાં કરીએ—કુડીરે કાયા.
બાઈ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ
ભવસાગરથી તરીયે—કુડીરે કાયા.

## ભજન ૯ મું.

રાણાજી હું તો ગીરધરને મન ભાવી (૨) ટેક.
પુર્વ જન્મની, હું વૃજ ગોપી;
ચુક થતાં અહીં આવી, રાણાજી મારી (૨) રાણાજી.
જન્મ લીધો નૃપ જયમલને ઘેર;
તમસંગે પરણાવી, રાણાજી મુને (૨) રાણાજી.
ગીરધર નામ હું તો ઘડી નવ છોડું;
ભલે નાંખોને મરાવી, રાણાજી મુંને (૨) રાણાજી.
મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ;
ગાવા લગની લગાડી, રાણાજી મેં તો (૨) રાણાજી.

## ભજન ૧૦ મું.

પ્રેમ પીયાલો મેં પીધોરે, જીયો સંતો પ્રેમ પીયાલો મેં પીધો
આરે જગતડાને, જોઇને વારોરે;
અમર પછેડો કોણે લીધોરે—જીયો સંતો પ્રેમ૦
આરે શરીરનાં, સરવે સુખડારે;
તે અસે ત્યાગી દીધોરે—જીયો સંતો પ્રેમ૦
મારારે મનડાને, બહુરે સમજાવ્યોરે,
જોગ જંગલનો મેં લીધોરે—જીયો સંતો પ્રેમ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ;
સ્વર્ગપુરીનો મારગ લીધોરે—જીયો સંતો પ્રેમ૦

## ભજન ૧૧ મું.

હરી મારે હ્રદયે રહેજો, પ્રભુ મારી પાસે રહેજો;

## ભજન ૧૨ મું.

નાથ તુમ જાનતહો સબ ઘટકી, મીરાં ભક્તિ કરે પ્રગટકી–ટેક.
નાહી ધોઇને મીરાં લે સ્મરણી, તો પુજા કરે સીતા પતકી;
સાલીગ્રામકુ તુલસી ચડાવે, તો ભાંલ તીલક બીચ ટીપકી–ના.
રામ મંદીરમાં મીરાંબાઇ નાચત, તાલ બજાવત ચુટકી:
રૂમઝુમ રૂમઝુમ બાજત ઘુઘરા, લાજ તજી ઘુંઘટકી–ના.
વિષના પ્યાલા રાણાજીએ મોકલ્યા, સાધુ સંગત મીરાં અટકી.
કરી ચરણામૃત પી ગઇ મીરાં, તો અમૃત જૈસી ઘટકી–ના.
સુરત દોરાપર ચાલીએ ધારો, તો શીર ગાગરપર મટકી;
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
સુરતા ચલી જૈસી નટકી–ના.

જો જો ન્યારા થાતા રામ, તે દીનનો વિશ્વાસ છે—ટેક.
ધના ભગતે ખેતર ખેડ્યું, વેણુ વાવી ઘેર આવ્યા રામ–તે.
સંતજનોનાં પાત્ર પુર્યાં (૨) ઘઊંનાં ગાડાં ઘેર આવ્યા રામ–તે.
જુનાગઢના ચોકમાં જે દી નાગરે હઠો લીધી રામ–તે દીનનો.
નરસૈયાની હુંડી લઈને (૨) દ્વારકામાં દીધી રામ–તે દીનનો.
મીરાંબાઈને મારવા જે દી રાણે ખડગ લીધી રામ–તે દીનનો.
ઝેરના પ્યાલા અમૃત કરીયા (૨) ત્રીકમ ટાણે પધાર્યા રામ–તે.
ભીલડીનાં એઠાં બોર, તમે પ્રેમથી આરોગ્યા રામ–તે દીનનો.
ત્રણ ભુવનના નાથ તમને (૨) મીરાંબાઈએ ગાયા રામ–તે.

## ભજન ૧૩ મું.

વાર્યો મારા વીરારે, સંગ ન કરીએ નીચનો રેજી;
નિચપણું નિશ્ચે નરકે લઈ જાય—ટેક૦
આકડીઆનાં દુધરે અતિ ઘણાં ઉજળાંરેજી,
તેને પીધે તરત મૃત્યુ થાય— વાર્યો મારા.
ગરવી ગાયનાં દુધરે, અતિ ઘણાં મીઠડાંરેજી;
સાકર ભેળે સ્વાદ અદકેરો થાય—વાર્યો મારા.
બાવળને કંટાળોરે, દીસે અળખામણોરેજી;
છાંયે બેસે અંગને વસ્ત્ર ઉજરડાય—વાર્યો મારા.
આંબલીયાની છાંયરે, દીસે રળીયામણીરેજી;
તેને સેવે ફળની પ્રાપ્તિ થાય—વાર્યો મારા.
ગુરૂને પ્રતાપેરે, બાઈ મીરાં બોલીયાંરેજી;
રાખો અમને સંતના ચરણની માંય—વાર્યો મારા.

## ભજન ૧૪ મું.

નહીંરે વિસારૂં હરી, અંતરમાંથી નહીંરે વિસારૂં હરી—ટેક.
શામળી સુરતના શામળીઆ, શામળી સુરતના હરી;
શામળીયાજી જોતાંમાં નજરૂં ઠરી—અંતરમાંથી.
જળ જમુનાના ભરવાને ગયાંતાં, જળ જમુનાનાં હરી;
ભરવાને ગયાંતાં શીરપર ગાગર ધરી—અંતરમાંથી.
આણી તીરે ગંગા પેલી તીરે જમુના, આણી તીરે ગંગા હરી
પેલી તીરે જમુના મુખપર મોરલી ધરી—અંતરમાંથી.

વૃંદ્રાવનની, કુંજગલનમેં, વૃંદ્રાવનની હરી;
કુંજગલનમેં, ગોધેન ચારે ફરી અંતરમાંથી.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, બાઈ મીરાં કહે પ્રભુ હરી;
. ગીરધરના ગુણ ચરણ કમળમાં ઢળી— અંતરમાંથી.

## ભજન ૧૫ મું.

કાનુડો શું જાણે મારી પ્રીત, બાઈ અમે બાળ કુંવારાંરે,
કાનુડો શું જાણે મારી પ્રીત—ટેક૦
જળ જમુનાનાં અમે, ભરવાને ગયાંતાં વહાલા;
કાનુડે ઉડાડયાં આછાં નીર, ઉડયાં ફરરરરરરરે—કાનુડો૦
વૃંદ્રા તે વનમાં વહાલે, રાસ રચ્યો છેરે;
સોળસેં ગોપીનાં ખેંચ્યાં ચીર, ફાટયાં ચરરરરરરરે—કાનુડો૦
જમુનાને કાંઠે વહાલો, ગોધેન ચારેરે;
વાંસળી વગાડી ભાગ્યાં ઢોર, ભાગ્યાં ભરરરરરરરે—કાનુડો૦
હું તો વચણાગી કાના, તમારારે નામનીરે;
કાનુડે તાણીને મારયાં તીર, વાગ્યાં અરરરરરરરે—કાનુડો૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણરે;
કાનુડે બાળીને કીધાં ખાખ ઉડી ફરરરરરરરે—કાનુડો૦

## ભજન ૧૬ મું.

શું કરવું છે મારે, શુંરે કરવું છેરે;
હીરા માણેકને મારે, શું કરવું—ટેક.
મોતીની માળા રાણા, શું કરવી છેરે;

તુળસીની માળા લઈને, પ્રભુ ભજવું છેરે—હીરા.
હીરનાં ચીર રાણા, શું કરવાં છેરે;
ભગવી ચીંથરીઓ પહેરી, મારે ફરવું છેરે—હીરા.
મહેલ ને માળ રાણા, શું કરવા છેરે;
જંગલ ઝુંપડીએ જઇને, મારે વસવું છેરે—હીરા.
બાઈ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણરે;
અમર ચુડલો લઇને, મારે મરવું છેરે—હીરા.

## ભજન ૧૭ મું.

શું કરૂં રાજ તારૂં, શું કરૂં પાટ તારૂં;
ચિત્તડાં ચોરાણાં તેને શુંરે કરૂં, એ રાણા શુંરે કરૂં—ટેક.
ભુલી એ ભુલી રાણા ઘરડાનાં કામ;
અન્નડા ન ભાવે ( ૨ ) નેણે નિંદ્રા હરામ—તેને શુંરે કરૂં.
માવા તારી વાંસલડીમાં ભરી મોણવેલ;
ઘડીક ઉભેરા રહો તો (૨) ભરી લઇ હેત—તેને શુંરે કરૂં.
ચીતોડગઢને મીરાં રાણી, ચોરે વાતું થાય;
માનો મીરાં રાણી ( ૨ ) જીરવ્યું ન જાય—તેને શુંરે કરૂં.
ઉભી ઉભી બજારમાં, ગજ ચાલ્યો જાય;
શ્વાન ભસે તેને (૨) લજ્જા ન લગાર—તેને શુંરે કરૂં.
નિંદા મરને કરે રાણાજી, નગરના લોક;
ભજન ભુલું તો મારો (૨) મારો ફેરો થાય ફોક—તેને શુંરે કરૂં.
મનમાં ભજે મીરાં રાણી, નારાયણ નામ;
પ્રગટ જો ભજવા હોય તો (૨) છોડો મારાં ગામ—તેને શુંરે કરૂં.

## ભજન ૧૮ મું.

જમુનામેં કુદ પર્યો કનઇયો તેરો,
જમુનામેં કુદ પર્યો—ટેક.
કાળો કાળો નીર કલીંદ્રિકો ભરીયો;
નીર તો દેખીને ના ડર્યો—કનઇયો તેરો૦
માતા જશોદાજી રૂદન કરે છે,
નયનુંમેં નીર ભર્યો—કનઇયો તેરો૦
ટચલી આંગળીએ વહાલે ગોવર્ધન તોળ્યો,
ઇંદ્રકો માન હર્યો—કનઇયો તેરો૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ;
ચરણુંમે ચિત્ત ધર્યો—કનઇયો તેરો૦

## ભજન ૧૯ મું.

ગોવીંદ લીનો મોલ માઈ મેં તો
ગોવીંદ લીનો મોલ— ટેક૦
કોઈ કહે હલકા, કોઇ કહે ભારી.
મેંને લીનો ત્રાજવે તોલ—માઇ મેંતો ગોવીંદ૦
કોઇ કહે સસ્તા, કોઇ કહે મોંઘા;

ઘણું સમજાવે રાણા નગરના લોક;
વનડાનું વાંકળ તેને (૨) શીખામણ ફોક--તેને શું'રે કરૂં.
બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ;
તમને ભજીને હું તો (૨) થઈ છું ન્યાલ--શું'રે કરૂં.

કોઇ કહે હે અણુમોલ—માઈ મેંતો ગોવીંદ૦
બિન્દ્રાબનકી કુંજગલનમેં,
મેંને લીઓ બજાકે ઢોલ—માઇ મેંતો ગોવીંદ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
એ તો પુર્વ જન્મકો બોલ—માઈ મેંતો ગોવીંદ૦

## ભજન ૨૦ મું.

મેં પુર્ણ દાસી રામ તોરી દાસી,
પીયા તુમારા ચરણુંકી;
મે પણ દાસી તોરે રંગે રાચી,
દીનબંધુ દેવા આવો, ગોકુળ ગામડાના વાસી—ટેક૦

### ( સાખી )

શરીબાઇ કુંભારના બોલ સાંભળી, સુરતા રાખી મોરા શ્યામ;
નિભાડાનાંથી બચલાં ઉગાર્યાં, તે દી પ્રતિમા રાખી રામ.
પહેલાદ કારણે થંભ ધગાવ્યો, તેદી તેની ન ભરી પાછી;
તાતા થંભ તમે શીતળ કર્યો, તેમાં કઈ વાત કહી કાચી--મેં.

### ( સાખી )

એક દીન ગજે કહ્યું ગીરધારી, અંતરજામી સુણી અરદાસ;
મહા જળમાંથી મુકાવ્યા, તે દી પ્રભુ પધાર્યા એની પાસ.
સુંડને મારી જુજવાં કીધાં, ફટકમાં ટાળી ગજની ફાંસી.
એણી તકે વહેલા આવો, તમે વંદરાવનના વાસી—મેં૦

### ( સાખી )

કયા કહું કલીયુગકી, સંત ઓધ્ધારણ શ્યામ;

રથ રાખી રાણા તણી, કેશવ તમાસ કામ.
ઝેરના કટોરા રાણાએ મોકલ્યા બાઈ હતાં પ્રેમનાં પ્યાસી,
ઈરે વીખે મીરાં મુઈ હતતો થાત જગતમાં તારી હાંસી—મે'.

( સાખી )

મીરાંદે રૂપાંદે તોળાંદે રાણી, જેણે પ્રેમલક્ષણા ભકિત પીછાણી
સાચી ભક્તિ તો તાસદે તણી, જઈ વાડી ઘર વેચાણી.
નરસિંહ મહેતાનાં મામેરાં પુર્યાં થયા દીનબંધુ એની દાસી,
એ માંહેલું આજ કાંઈ ન સુઝે, વહાલા વાત કહું છું સાચી—મે'૦

( સાખી )

અધમ ઓદ્ધારણ અંતરજામી, સંભારી લે સેવકની સાર
મહા ગુન્હા હોય તો માફ કરો, પણ દાસીને દીઓ દીદાર.
સંત ઓદ્ધારણ શ્યામ કહેવાણા એમ શાસ્ત્ર કહે વાત સાચી,
દાસી જીવણસંતો ભીમને ચરણે, હું તો રંગ તમારેજ રાચી—મે'૦

## ભજન ૨૧ મું.

હરી નામ બીના નર એસા હે,
દીપક બીના મંદિર જેસા હે—ટેક૦
જેસે બીના પુરૂષકી નારી હે,
જેસે પુત્ર બીના માતારી હે,
જલ બીના સરોવર જેસા હે—હરી નામ૦
જેસે શશી બીન રજની સુની હે,
જેસે બીના લોનકી રસોઇ હે

## ભજન ૨૨ મું.

તું તો તારા બીરદ સામું, જોઇલે શામળીઆ.
નવ જોજે કરણી હમારીરે વહાલા—ટેક૦
ગજને કારણ વહાલા, પેહલ ધાયા–હાં, હાં, હાં હા,
દ્રોપદીનાં ચીર વધાર્યાં રે વહાલા—તું તો૦
માંજરી કેરાં વહાલે બચ્ચાં ઉગાર્યાં–હાં, હાં, હા, હાં,
પ્રહલાદ ભકત ઉગાર્યો રે વહાલા—તું તો૦
અનેક ભક્તોને વહાલા, આપે તાર્યા–હાં હાં, હાં હાં હાં
અનેક અસુરો સંહાર્યા રે વહાલા—તું તો૦
ટીંટોડીનારે વહાલે બચ્ચાં ઉગાર્યાં–હાં, હાં હાં હાં હાં,
પ્રજાપતિની પત રાખીરે વહાલા—તું તો૦
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરના ગુણ હાં હાં હાં હાં,
ચરણકમળ બલીહારી રે વહાલા—તું તો૦



ઘર ધની બીના ઘર જેસા હે—હરી નામ૦
ઠુંઠર બીના વૃક્ષ બનાયા હે,
જેસે સુમ સંચરી માયા હે,
ગુનીકા ઘર પુત્ર જેસા હે—હરી નામ૦
મીરાંબાઇ કહે હરીસે મીલના,
જહાં જન્મ મરણકી નહી કલના,
બીન ગુરૂકા ચેલા જેસા હે—હરી નામ૦

## ભજન ૨૩ મું.

જાગો તમે જદુપતિ રાય પળ એક નેણા ખોલીએ;
ઘડીભર ઘુગટડામાંય હસીને હરી બોલીએ હોજી--ટેક૦
તનમન સોંપ્યા શરીર વહાલાને જાઉં વારણે;
છોડી મેં કુળની મરજાદ ગીરધારી તારે કારણે હોજી -જાગો૦
આપે સુકયાં શરીર ચરણુમાં ચીત ધર્યાં;
જબલગ જાગે દીનાનાથ તબલગ સેવા મેં કરૂં હોજી--જાગો૦
નથી દીધાં કથીરોનાં દાન કંચન કયાંથી પામીએ;
હજી લગી ના આવ્યારે વૈમાન અમરાપુર કયાંથી માણીએ
હોજી—જાગો૦

મેલીદે આળપંપાળ સાહેબનો ડર લાગશે,
મારે જાવું ધણીને દરબાર પળપળનાં લેખાં માગશે
હોજી—જાગો૦

તમે મોહોટા છો મહારાજ, અમપર કરૂણા કીજીએ;
ગુણ ગાય મીરાંબાઇ દાસીને દરશન દીજીએ હોજી--જાગો૦

## ભજન ૨૪ મું,

મીરાંને પુર્વજન્મની પ્રીતરે, મીરાંને હૈડે લખાણા હરીના નામરે
નામ નહિરે છોડું—ટેક

### ( સાખી )

રાણાજીએ આપીયો, મીરાંને ભુતડાં ભેળો વાસ;
ભુતપ્રેત ભાગી ગયાં, મીરાંને ઈંદ્રભુવન થયો અવાસરે-
નામ નહિરે છોડું—મીરાંને.

( સાખી )

વિષના પ્યાલા રાણાએ મોકલ્યા, દેજો મીરાંને હાથ;
અમૃત કરી મીરાં પી ગયાં, જેને શામળવાળો રઘુનાથરે—
નામ નહિરે છોડું—મીરાં૦

( સાખી )

રાણે વસીયલ મોકલ્યો, દેજો મીરાંને જઇ;
પુંજી મીરાંએ પ્રેમથી, મુર્તી શાલીગ્રામની થઇરે—
નામ નહિરે છોડું—મીરાં૦

( સાખી )

રાણે રજા આપી પછી, કાઢી ગણીને કાશ;
મીરાં ચાલ્યાં મહાલતાં, બાઇને ભાવ્યો છે વ્રજનો સુવાસરે—
નામ નહિરે છોડું—મીરાં૦

( સાખી )

પાછળથી પસ્તાઇને, રાણો કહે કોઇ જાઓ;
વેગે કહેજો વીનવી, મીરાંબાઇ એકવાર ચીતોડગઢ આવોરે—
નામ નહિરે છોડું—મીરાંને૦

## ભજન ૨૫ મું.

વાગે છે રે વાગે છે વૃંદાવન મોરલી વાગે છે;
એનો શબ્દ ગગનમાં ગાજે છે—વૃંદાવન૦
આણી તીરે ગંગા, પેલી તીરે જમુના;
વચમાં ગોકુળીયું ગાજે છે—વૃંદાવન મોરલી૦

અમે તો સુતા, ભર નિંદ્રામાં;
પેલી વેરણ નણદી જાગે છે—વૃંદ્રાવન મોરલી૦
વૃંદ્રાવનને, મારગ જાતાં;
વહાલો દાણ દધીનાં માગે છે—વૃંદ્રાવન મોરલી૦
વૃંદ્રાવનની, કુંજગલીએ;
રાધે કૃષ્ણ બીરાજે છે—વૃંદ્રાવન મોરલી૦
શરદ પુનમનો, રાસ રચ્યો છે;
ત્યાં ગોપી ને કાન બે નાચે છે—વૃંદ્રાવન મોરલી૦
બાઇ મીરાં કહે, પ્રભુ ગીરધરના ગુણ;
તારા દરશનથી દુઃખ ભાગે છે—વૃંદ્રાવન મોરલી૦

## ભજન ૨૬ મું.

ભજન કર ભવ સીંધુ તરવા ( ૨ )—ટેક૦
ખોવા જગત જંજાળ જુઠામાં ભટકે શું કરવા—ભજન૦
ભક્તિ નાવ ગ્રહી લે પ્રાણી સત્ય ચઢાવી થા સુકાણી:
પાર ઉતારવા—ભજન૦
વૃથા ન જાયે હરિ નામ લીધું ભક્તિને વશ છે દયાસીંધુ;
સહાય જો કરવા—ભજન૦
બાઇ મીરાં કહે, પ્રભુ ગીરધરના ગુણ;
ચરણ ચિત્ત ધરવા—ભજન૦

## ભજન ૨૭ મું.

ચાકર રાખોજી, અમને ચાકર રાખોજી૦

# ભજન ૨૮ મું.

રામરમકડું જડીયુંરે રાણાજીરે મને રામરમકડું જડીયું. ટેક.
રૂમઝુમ કરતું મારે મંદિર પધાર્યુંરે;
નહિ કોઇને હાથે ઘડીયુંરે. રાણાજી૦
મોટા મોટા મુનીજન મથી મથી થાકયારે;
કોઇ એક વીરાને હાથે ચડીયું. રાણાજી૦
સુન શીખરનારે ઘાટની ઉપર;
અગમ અગોચર નામ પડીયુંરે. રાણાજી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર;
મારૂં મન શામળીયાશું જડીયુંરે. રાણાજી૦

શામળીઆ ગીરધારી લાલ ચાકર રાખોજી૦
હજુરી ચાકર રહેશુંજી. ( ૨ )
મોહન મોરલીવાળા બાપ, ચાકર રહેશુંજી.
ચાકરીમાં સમરણ માગું, દરશન માગું ખરચી;
ભાવ ભક્તિ ઝાઝેરી માગું ચાર વાતો સરખી—અમને.
જપ કરવાને બ્રાહ્મણ સરજ્યાં, તપ કરવા સંન્યાસી;
ભજન કરવા સંત સરજ્યાં, વૃંદ્રાવનના વાસી અમને.
રાઠોડા ઘેર દીકરી, ને રાણાજી ઘેર નાર;
શામળીઆ તારા કારણે, મેં છોડી દીધો સંસાર—અમને.
ચાકર રહેશું ને બાગ બનાવશું, નિત્ય નિત્ય સેવા કરશું;
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, રાધેગોવિંદ ગાશું—અમને.

## ભજન ૨૯ મું

અબ તો મેરા રામ નામ, દુસરા ન કોઈ;
માતા છોડી પિતા છોડે છોડે સગા ભાઈ;
સાધુ સંગ બેઠ બેઠ લોક લાજ ખોઈ. અબતો.
સંત દેખી દોડ આઈ જગત દેખી રોઈ:
પ્રેમ આંસુ ડારડાર અમર બેલ બોઈ. અબતો.
મારગમેં તારણુ મીલે સંતરામ દોઈ;
સંત સદા શીશ ઉપર રામ રૂદય હોઈ. અબતો.
અંતમેંસે તન કાઢયો પીછુ રહી સોઈ;
રાણે ભેજ્યા વીખકા પ્યાલા પીને મસ્ત હોઈ. અબતો.
અબ તો વાત ફેલ ગઈ, જાણે સબ કોઈ;
દાસ મીરાં લાલ ગીરધર હોનીતી સો હોઈ. અબતો.

## ભજન ૩૦ મું.

નાખેલ પ્રેમની દોરી, ગળામાં અમને નાખેલ પ્રેમની. ટેક.
આણી કોરે ગંગા વહાલા, પેલી કોરે જમના વહાલા;
વચમાં કાનુડો નાખે ફેરી. ગળામાં.
વન્દ્રારે વનમાં વહાલો ધેન ચરાવી,
વાંસલડી વગાડી ઘેરીઘેરી. ગળામાં
જલરે જમનાના અમે પણીડાં ગયાતા;
ભરી ગાગર નાખી ઢોલી. ગળામાં.
વન્દ્રારે વનમાં વહાલે રાસ રચ્યોરે;

કાનુડો કાળોને રાધા ગોરી. ગળામાં.
બાઈ મીરાં કહે છે પ્રભુ ગીરધરના ગુણ વહાલા
ચરણુંકી દાસી પીયા તોરી ગળામાં૦

## ભજન ૩૧ મું.

મારા પ્રાણ પાતળીયા વહેલા આવોરે,
તમારા વિના હું તો જન્મ જોગણ છું રે.
નાભી કમળથી સુતારે ચાલી,
જઈને તખતપર રાચ રચીલા
સુખમના નારી એની સેજ બીછાવે;
તેદી રંગભીના છે રાસ ધારી (બે)
તમરે વિનાનું મારે અંતર અંધારૂંરે,
મારા જુગના જીવન. મારા.
સાચું ઘરેણું મારે તું છોરે શામળીયારે,
અવર ઘરેણું મારે હાથ નહી આવેરે;
કુંવરબાઇના જેદી મામેરા પુર્યાં તેદી
છાબ ભરીને વેલા આવોરે. મારા.
સાવરે સોનાના હરીના વાઘ શીવડાવુંરે,
પ્રીતમજીને પ્રણામ કરીને;
વીઠલરાય જેદી વરવાને આવ્યા તેદી,
વીંટાણા છે વરમાળે રે. મારા.
કાગળીયાનો જેદી કટકો નહોતોરે,
મસરે મોંઘીને જેદી લેખણ પણ નહોતીરે,

## ભજન ૩૨ મું.

ધ્યાન ધણી કેરૂ ધરવુંરે, બીજું મારે શુ કરવું;
શું કરવુંરે સુંદર શ્યામ. બીજાને મારે શું કરવું.
નિત્ય ઉઠીને અમે નાઈએ ધોઈએ,
ધ્યાન ધણી કેરૂ ધરીએરે. બીજું.
સંસાર સાગર મહા જળ ભરીયોરે વહાલા,
તારા ભરૂસે અમે તરીયે રે. બીજું.
સાધુ જનને ભોજન જમાડીનેરે વહાલા,
જુઠુ વધે તે આપણુ જમીયેરે. બીજું.
વન્દ્રાવનમાં રાસ રચ્યોરે વહાલા,
રાસમંડળમાં તો અમે રમીયેરે. બીજું.
હીરને ચીર મને કામ ન આવે વહાલા,
ભગવાં પહેરીને અમે ભમીયેરે. બીજું.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર
ચરણ કમળ ચીત ધરીયેરે. બીજું.

વહાલા વિદુર તે જઇને એટલું કહેજો;
તમે એકવાર મળવાને આવોરે. મારા.
મધુરી નારની મોરલીરે વાગે,
સુરતિયામાં રાધાજી જાગેરે,
મીરાંનો સ્વામી જેદી ગીરધર મળશે;
તેદી દાસીના દુરભાગ ભાંગે રે. મારા.

## ભજન ૩૪ મું.

જુનું થયુરે દેવલ જુનું થયું, મારો હંસલો નાનો દેવલ. ટેક૦
આરે કાયા હંસા ડોલવાને લાગી;
દાંત ગયાને માંહેલી રેખુ રીયું. મારો હંસલો૦
આરે કાયા હંસા પડવાને લાગી,
ગયો હંસો પીંજરૂં પડી તો રહ્યું. મારો હંસલો૦
તેવતેવડી મથીરે હંસા ગોવાલણી,
તે શું મનડુ મોહી રહ્યું. મારો હંસલો૦
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
પ્રેમનો પ્યાલો તમને પાઈ પીઉં- મારો હંસલો૦

## ભજન ૩૩ મું.

દવતો લાગ્યો ડુંગરીયે કોને ઓધવજી કેમ કરીયે:
કેમ નો કરીયે અમે કેમ કરીયે દવતો લાગેલો. ટેક૦
હાલવા જાઇએ તો વહાલા હાલી ન શકીયે,
બેસી રહીએ તો અમે બળી મરીયે. દવતો.
આરે વરતીયેરે નથી ઠેકાણું'રે વહાલા,
પરવતીની પાંખે અમે ફરીયે. દવતો.
સંસાર સાગર મહાજળ ભરીયો વહાલ',
બાંહેડી ઝાલો નીકર બુડીજ મરીયે. દવતો.
બાઈ મીરાં કહે છે પ્રભુ ગીરધર નાગર,
ગુરૂજી તારે તો અમે તરીયે. દવતો.

## ભજન ૩૫ મું.

ઘેલાં અમે થયારે અમને ઘેલામાં ગુણ લાધ્યો. ટેક૦
આગે તો અમે કાંઈ ન જાણ્યું, મન માયામાં બાંધ્યું;
ભવસાગરમાં ભુલા પડીયાં, મારગ મળીયા માધું. ઘેલાં૦
ઘેલાં તો અમે હરીનાં ઘેલાં, દુરજનીયા શું જાણે;
જે રસ દેવી દેવને દુર્લભ, તે રસ ઘેલાં માણે. ઘેલાં૦
ઘેલાં તો અમને હરીએ કીધાં, નિરમળ કીધાં નાથે;
પુરવજનમની પ્રીતલડી અમને, હરીએ ઝાલ્યાં હાથે. ઘેલાં૦
ઘેલાં ઘેલાં તમે શું કરો, ઘેલાં ઘેલાંનું કામ કરશે;
સુખનું કેતાં દુઃખજ લાગે, તે નર ક્યાંથી તરશે. ઘેલાં૦
ઘેલાં તો અમે કાંઈ ન જાણતાં, સાધુ ચરણો સેવ્યાં;
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, સમજે કારજ સીધ્યાં. ઘેલાં૦

## ભજન ૩૬ મું.

મેંતો છોડી છોડી કુળકી લાજ,
રંગીલો રાણો કાંઇ કરશે માણારાજ. ટેક૦
પાવમે બાંધુગીમે ઘુઘર, હાથમાં લઊંગી સીતાર;
હરીકે ચરણ આગે નાચતીરે, કાંઇ રીઝેગો કીરતાર. મેંતો.
ઝેરકો પ્યાલો રાજાજીએ ભેજ્યો, ધરીયો મીરાંબાઈ હાથ;
કરી ચરણામૃત પી ગઇરે, શ્રી ઠાકોરજીનો પ્રસાદ. મેંતો.
રાણાજીએ રીસ કરી ભેજ્યો, ઝેરી નાગ અસાર;
પકડ ગલે બીચ ડાલીયો, કાંઈ હો ગયો ચંદનહાર. મેંતો.

## ભજન ૩૭ મું.

સ્વામી સબ સંસારકે હો, તુમ સાચે શ્રી ભગવાન. ટેક.
સ્થાવર જંગમ પાવક પ્રાણી, ધરતી બીચ સમાન;
સબસે મહીમા તેરી દેખી, કુદરતે કુરબાન. સ્વામી૦
સુદામા કે દારિદ્ર ખોયે, પાંડુકી પહિચાંન;
દો મુઠી તાંન્દુલકી આલી, દીન્હો દ્રવ્ય મહાન. સ્વામી૦
ભારથમે અર્જુન કે આગે, આપ ભયે રથવાન;
ઉસને અપને કુલકો દેખા, છુટ ગયે તીર કમાન. સ્વામી૦
ના કોઈ મારે ના કોઇ મરતાં, તેહી હૈ અજ્ઞાન;
ચેતન જીવતો અજર અમર હૈ, હો ગીતાકો જ્ઞાન. સ્વામી૦.
મુજ પર તો પ્રભુ કૃપા કીજે, બંદી અપની જાન;
મીરાં લાગે શરણ તીહારી, લાગે ચરણકે ધ્યાન. સ્વામી૦

## ભજન ૩૮ મું.

મારે શીરપર શાલીગ્રામ, રાણાજી મેરા કાંઇ કશી. ટેક૦
મીરાંસે રાણા કહીરે સુણ, રાણા મેરી વાત;
સાધુકી સંગતી છોડદોજી, સખીયાં મન સંકુચાત. રા૦
મીરાંને સુન ચે કહીરે, સુણ રાણાજી વાત;
સાધુ તો મઇયા બાપ હઇરે, સખીયાં કહી ઘબરાત. રા૦
ઝેરકા પ્યાલા ભેજીયારે, દેજો મીરાંને હાથ;

મીરાંકો ગીરધારી મીલીયા, જનમ જનમ ભરથાર;
મેં તો દાસી જનમ જનમકી, કૃષ્ણ કંથ ભરથાર. મેં તો.

અમૃત કરકે પી ગઇરે, ઐસી કરેગો દીનોનાથ. રા૦
મીરાં પ્યાલા પી લીયારે, કર કર બોલે જાર;
તે તો મારણકી કરેરે, મારો શ્રી હરી રાખણહાર. રા૦
આધે જારદ પાણી હેરે, આકે જારેડ કીચ;
આધે મીરાં એકલી રે, આધે રાણાકી ફોજ. રાણાજી૦
કામ ક્રોધકો ડાલકર, શીલ લીયે હથીઆર;
જીતી મીરાં એકલી રે. હારી રાણાકી ફોજ. રાણાજી૦
કંચગીરી કાચા તશરે, બેઠે સંત પચાસ;
જિનમે મીરાં એ સીદમકે, લખતા રામ પ્રકાશ. રાણાજી૦
ટાંડા છુભવે બાહિયારે, બે ગીદીના હોદ્ર;
કલકી તારન કામનીરે, ચલ હય પુષ્કર નડાન. રાણાજી૦

## ભજન ૩૯ મું.

મારે હીરદે વસોજી દીનાનાથ, મેં અબ ના વીસારૂંગી. ટેક૦
મીરાં ઉતરી મહોલસેંરે, છાપે તીલક લગાઈ;
પાયત બાંધે ઘુઘરારે, હાથમાં લીયેહેં સીતાર. મેં અબ૦
સાસન ન દીપાયો ઉઠ બોલી, દેવન શીશ નમાઉ;
મીરાં કહે માથા વહી તેવાઉં, જહાં પાઉ દીનાનાથ. મે. અમ૦
રાણે પ્યાલા ભેજીયારે, દેજો મીરાં હાથ;
મીરાં પ્યાલા પી ગઈરે, તુમ જાનો વ્રજનાથ. મેં અબ૦
રાણે ખાડા સાધીયારે, કુ મીરાંકો માર;
તેરી મારી મરે ન મીરાં, રખને હાર કીરતાર. મેં અબ૦

## ભજન ૪૧ મું.

સાર તો વરણીરે દીનાનાથ, વાતુ અમે કેમ કરીયે ટેક૦
લટકામાં આવું ને લટકામાં જાવું, લટકામાં સમજાવું;
એક ઠેકાણું ભલા તમને એવું બતાવું તે બે ઘડી રહેજો;
સુખદુઃખની આપણુ વાતુ કરીયે વાલમ જોબન જાય રસલેવારે,
સોના ઇંઢાણીને રૂપલાનું બેડું, હાથમાં જળજમનાંની ઝારી
રાંણી રાધાજી જયારે પાણીડાં ચાલ્યાં ;જાણે સોલ વરસનીનારી
સોળે શણગાર તારે અંગે બીરાજેને, હાથમાં સોના કેરા ચુડા
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, વાલમ વર છે રૂડા

## ભજન ૪૦ મું.

સુનાવે વીનતી મોરી મે શરણ ગ્રહી પ્રભુ તોરીજી. ટેક૦
આપ પતીત અનેક ઉધારણ, ભવસાગર પારે ઉતારેજી સુ૦
મેં સબકા નામ ન જાનું, મેં કોપ બખત બખાનુંજી,
અંબરીશ સુદામાનામાં પ્રભુ પહોંત્યા એનીજબામાજી સુ૦
ધ્રુવ પાંચ વરસકા બાલા, ધ્રુમાં દરશન દીયો નંદલાલજી.
ધનકા પ્રભુ ખેત જમાયા, કબીર ઘેર બેલ રચાયાજી. સુ૦
શબરીકે તુમ ફળ ખાવે, સબ કાજ કીયે મન ભાયેજી,
સાધન સામે સેના નાઈથુમ, બહુત કરી અપનાઈજી. સુ૦
કર્માકી તુમ ખીચડી ખાધી, ગણીકા પાર લગાઈજી,
મીરાં તુમરે રંગમેં રાતી, યેહ જાનતહે સબ સાથીજી. સુ૦

## ભજન ૪૩ મું.

કાનુડા તારી મોરલી અમને, દુખડા દીયે છે દાડીદાડી. ટેક૦

માજમ રાતડી મધુરા સ્વરની વાલાજી મોરલી કોણે વગાડી;

હું રે સુતીતી મારા શયનભુવનમાં, મુને નીંદ્રામાંથી જગાડી. કા૦

સાસુ સસરાથી ઓચીંતી હું ઉઠી વહાલાજી.
હળવે હળવે બાર ઉઘાડી;
વ્યાકુળ થઇ હું તો તનડામાં મારા,
પહેરતાં ભુલી ગઇ સાડી. કાનુડા૦

કીયારે કબાડી તુંને કાપીને લાવ્યો વાલાજી;
કીયાં સુતારે તુંને સવારી;
શરીર જોને તારૂં સંઘેડે ચડાવી,
તારા પંડડામાં છે દપટાવી કાનુડા૦

મોરલી કહે હું કામણગારી વાલાજી,

## ભજન ૪૨ મું.

નિત નિત ભજવું તારૂં નામ તારૂં નામ મારા શામરે.
પ્રેમ થકી મને પ્રભુજી મળ્યા હોજી.
સુની સેજડીયે મુને નીંદ્રા ન આવે વહાલા,
કાંઈ નવ સુજે ઘરમાં કામ (૨)
ભાતભાતનાં ભોજન પીરસીયાં વહાલા
જમવા ન આવે ઘેલો શામ (૨)
બાઈ મીરાં કહે પ્રભુ, ગીરધરનાગુણ વહાલા,
જેસી બાકીના રામ રામ રામરે. નિત નિત૦

# જેઠીરામનાં ભજન.

## ભજન ૧ લું.

વારૂ મારા વીરારે ન કરીએ સંગ નીચનોરેજી;
નીચપણું નિશ્ચે નરકે લઈ જાય. વારૂ૦
આકડીયાનાં દુધરે અતિ ઘણાં ઉજળાંરેજી.
તે પીધેથી તુર્ત મૃત્યુ થાય વારૂ૦
દુધડીયાં મંગાવોરે ગવરી ગાયનાંરેજી,
સાકળ ભેળે સ્વાદ અતિ ઘણો થાય. વારૂ૦
બાવળીયો કાંટાળોરે અતિ અળખામણોરે જી
તેને અંગે અંગને વસ્ત્ર ઉજરડાય. વારૂ૦
આંબલીઆની છાયારે અતી રળીયામણીરેજી.
તેને સેવે ફળની પ્રાપ્તિ થાય. વારૂ૦
ગુરૂને પ્રતાપેરે જેઠીરામ બોલીયારેજી,
દેજો અમને સંત ચરણમાં વાસ. વારૂ૦

## ભજન ૨ જું.

ભક્તિ કેરો મારગરે, ફુલાં કેરી પાંખડીરે;
સુંઘે તેને સ્વાદરે હાં

(૭૪)

હું છું વ્રજ કેરી નારી;
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
વાલાજી તનડામાં તાપ સમાવી. કાનુડા૦

કરણીના હીણાંરે, શુરા થઇને ચાલશેરેજી;
અને કાયર ખાશે મારરે હાં. ભક્તિ૦
ધરણીનાધીંગારે, શુરા નર જે હશેરેજી;
અને સરજીવા ખેલે મેદાનરે હાં ભક્તિ૦
સ્વાદને સુ દયારે, ગોપીચંદને ભરથરીરેજી;
જેને વનમાં ઉપજ્યો વઇરાગરે હાં ભક્તિ૦
ગુરૂને પ્રતાપે જેઠીરામ બોલીયારેજી,
દેજો દેજો સંત ચરણમાં વાસરે હાં. ભક્તિ૦

## ભજન ૩ જું.

કાયા કોટ લીયો ગઢ ઘેરી બંકો, કાયા કોટ લીયો ટેક૦
જ્ઞાન વઇરાગકી ફોજ ચડીયાં, જબ સતગુરૂ શબ્દ સુનાયા
નેમેરો પાંનીજ નામદા, ત્યારે ચોદશ ઘેરા દીયા. ગઢ૦
તુરત સુરતકી નાળાં નોંધી, પ્રેમ પલીતા દીયા,
ગોર છુટયા જ્ઞાનકા, સારા શહેરકુ કબજે કીયા. ગઢ૦
પાંચ ઉમરાવ પચીસ પટરાણી, ઉનકુ પકડ મંગાયા:
પકડો શહેરં હુંદા રાજીયા, તેને પલમાંકે નંખાવ્યા ગઢ૦
ત્રણ ઉમરાવોને મારીયા, જબ સબ સાધુ શહેરરે જાયારે;
જેઠીદાસે જમકા ત્રાસ મીટાયા, સમશેર કાયા કુદીયા. ગઢ૦

# જીવણદાસનાં ભજન.

## ભજન. ૧ લું.

અમારાતે અવગુણરે, ગુરૂજીના ગુણ ઘણારેજી;

## ભજન ૨ જું.

જાવુંછે મરી મેરમ જાવું છે મરી,લે લગાડી રામ ભજીલે ટેક૦
મેડી મંદીર માળીઆં, તારા જાશેરે પડી;
કાચી કાયાનું સ્થુળ બંધાણું, જાણે ધુળમાં ઘડી (૨)મેરમ૦
સગું કુટુંબ તારૂં, લુંટવા લાગે કાનની કડી;
કાઢો કાઢો એને સહુકો કહે, હવે રોકમાં ઘડી (૨) મેરમ૦
કુલની ગોડે ડુલી રહ્યાં છે, જાણીએ ગર્થમાં ગળી;
જમડા આવશે જીવ લેવા, પછી ભાંગશે નળી (૨) મેરમ૦
સાધુની સંગત ગુરૂની સેવા, એ વાત છે ખરી;
દાસ જીવણ સંતો ભીમને ચરણે, જનમ જાય ટળી(૨)મેરમ૦

અમારા અવગુણ સામું મત જોય. ટેક૦
ગુરૂજી મારો દીવોરે, ગુરૂજી મારા દેવતારેજી;
ગુરૂજી મારા પારસમણીને તોલ. અમારા૦
ગુરૂજી મારા ગંગારે, ગુરૂ મારા ગોમતીરેજી,
ગુરૂ મારા કાશી ને કેદાર. અમારા૦
ગુરૂજી મારા ત્રાપારે, ગુરૂ મારા તંબુડારેજી.
ઈ તુંબડીએ તરીએ ભવપાર. અમારા૦
જાળીડાં મેલાવોરે, ગુરૂગમ જ્ઞાનનારેજી;
ઈ જાળીડા ઝરણા માંહેલા જાય. અમારા૦
ગુરૂને પ્રતાપેરે, દાસ જીવણ બોલીયારેજી;
દેજો અમને સંત ચરણમાં વાસ.

## ભજન ૧ લું.

વાણી વાણીરે મારા સતગુરૂની વાણી,
જીવતાં પરણાવી બાવે મુવા ઘેર આણી. ટેક૦
ખીલો હુજેરે મારે ભેંસ વલોણે.
સસરો પારણીયો ને વહુ હીંચોળે;
ખેતર પાકયુંરે રખવાળાને ખાધો,
ઉલટો મરઘે પારધીને બાંધ્યો. વાણી૦
હેઠે હાંડી ઉપર ચુલો ચરીઓ,
જળ કેરી માછલીએ બગલાને ગળીઓ. વાણી૦

## ભજન ૩ જું.

મારો બાળપણાનો બેલીરે, મારી કાયાનો સંઘાતીરે,<br>
જેણે પ્રીત જગતમાં કીધી. ટેક૦<br>
વહાલા મારા પહેલી તે પ્રીત ધ્રુવજીયે કીધી,<br>
તેણે અવીચળ પદવી લીધીરે. જેણે૦<br>
વહાલા મારા ભાવે ભાજી વિદુરની ખાધી,<br>
જેની સંગતે ગુણકા સાધીરે. જેણે૦<br>
વહાલા મારા જળમાં ગજે બુમ કીધી,<br>
તેની તરત ખબર લીધીરે. જેણે૦<br>
વહાલો મારો વૃંદા તે વનનો વાસી,<br>
એમ બોલ્યા જીવણદાસરે. જેણે૦

## ગોરખનાથનાં ભજન.

## ભજન ૨ જું.

સોહી માણેક મેરી નજરેમાં આયાજી,
જ્યારે દેખું છાયા તેરી રામ;
જ્યારે દેખું દાતા મેરા દાતા રામ,
સોહીરે માણેક મેરી નજરમેં આયાજી. ટેક૦
ગવરીનો પુત્ર ગણેશ મનાવોરે,
હેતે હાલ હુલાવો રામ. સોહી૦
બાવન બજારૂ ને ચોરાસી ચૌટાં,
મારા સતગુરૂ ત્યાં રમ્યા રામ. સોહી૦
તલભર તાળાં મેર જામર કુંચી,
સારે સતગુરૂએ ખેલ બતાયા રામ. સોહી૦
સંસાર સાગર મહા જળ ભરીયો,
તારૂંડે તાર મીલાયા રામ. સોહી૦
આરે દેવળ છોડી કરીને,
દુજા મહોલ બનાયો રામ, સોહી૦
મચ્છંદર પ્રતાપે જતી ગોરખ બોલ્યા,
વીજ્યા સો નર પાયા રામ. સોહી૦

આભ વરસેરે જમી ચરશે,
નેવાંનાં પાણી તે મોભે ચડસે. વાણી૦
બાવો બોલ્યા કે મચ્છંદરકો પુત,
મેલી મમતાને ભયો અબધુત. વાણી૦

## ભજન ૩ જું.

વાવંઅ ધરતીને વાવંગ કાયા, વાવાઈ વરસ્યા વરસે;
મારા મરઘા પારકા ખેતર, સાધુ સંતરે જાના. ટેક૦
પારકુ તે રૂપ જોઈ ડીલ ન ડગાવો;
જીતી બાજી હારી જાશે. મારા૦
પારકું ખેતર જોઈ બીજ મત વાવો;
વાવીને પછી પસ્તાશે. મારા૦
ત્રાંબા પીતળની ઘાણીએ પીલાશો;
પાપી પામર પ્રાણી. મારા૦
મચ્છંદર પ્રતાપે જતી ગોરખ બોલ્યા:
અનુભવ અમૃત વાણી. મારા૦

## ભજન ૪ થું.

પ્રેમના પ્યાલા સંતોએ પાયા, ધાર્યા મેંતો ધુન ઘણી:
હીરા માણેક મોતીના માલમી રતન પદાર્થ પારસમણી. ટેક૦
સકલ સોંહમેં કામ હમારા, રામ વિના નહિ કોઇ:
તલભર મનસેં જુઓ તપાસી, રામ સમોવડ હોઈ. પ્રેમ૦
નાભી કમળમેં નીરખી જુઓ, કાયા કૈસી ખીલી પડી;
છત્રીસ વાજે શહેરમાં, ગગનમંડળ પર ધુન ખડી. પ્રેમ૦
તીન ગુણ તારા તેજ અમારા, પાંચ તત્વમેં જોત્ય ખડી;
ત્રણ ભુવનમાં તુજ અજવાળું, સુરત દોર હમાન ચડી. પ્રેમ૦
જ્ઞાની નર તો જાણે મનમાં, અવર સાચરીચો લેજમથી;
ગુરૂપ્રતાપે ગોરખ બોલ્યા, બોલ્યા વિના કંઈ ભીન નથી.પ્રેમ૦

## ભજન ૫ મું.

મનસા માલણીજીરે ગોરખ જાગતા નર સેવીએ;
જાગતા નર સેવીએ, તુંને મળે નિરંજન દેવ. ટેક૦
પથ્થર પુજે હર મીલે તો, મેં પુજું ગીરીરાય;
ઓ પહાડકી ચકી બનતહે, પીછ પીછ જગખાય. મન૦
માલણ લાવી ફુલડાં, એનો કળીયે કળીયે જીવ;
ઓહી ફુલ દેવનકુ ચડતેહે, દેવજ પોતે શીવ. મન૦
માલણ લાવી ફુલડાં, તે ધર્યાં દેવની પાસ;
ઓ દેવમેં સાચ હોય તો, કેમ ન આવે વાસ. મન૦
ટંકણ દઈ પત્થર ઘડયો, ધર્યો છાતી પર પાય;
એ દેવમાં જો સાચ હોય તો, ઘડનારાને ખાય. મન૦
એ પત્થરના દેવને દીજે જળમાં ડાળ;
આપ બુડે તો કોને તારે, કોણ કરે સંભાળ. મન૦
પુજારીના ઓશીયાળા ઠાકર ઠામે ઠામ;
બંદીવાન મંદીરના ઠાકર, કેવાના ભગવાન. મન૦
સેવ સુંવાળી રાંધીને, ધરી દેવની પાસ;
જમનારો તો જમી ગયો, ને દેવને ન આવી વાસ. મન૦
એક ભુલ્યો દુજો ભુલ્યો, ભુલ્યો સબ સંસાર;
એક ન ભુલ્યો જોગી ગોરખો, કરી ભજન આધાર. મન૦

## ભજન ૬ ઠું.

રજભર સુખીયા કોઇ ન દેખ્યા;
જ્યાં જાઉં ત્યાં સુખડું ન હોઇ મેરે લાલ. ટેક૦

## ભજન ૭ મું.

અબ મેં ક્યા કરૂં મેરા ભાઇ, મરઘલા ગયા ખેત સબ ખાઇ. ટેક
કેસર કસ્તુરી ખાતર મીલાયા, જલ જમનાકાં પાણી;
રામ લક્ષમણ ભરી ભરી લાવે સીંચે સીતા માઇ. અબ૦
પાંચ મરઘલા ઓર પચીસ મરઘલી રહેત હંસો વનમાંઇ;
ઇ વનમેં હે ખેત હમારા, મરઘા ચરીચરી જાઇ. અબ૦
ખેતકા ધણી જબ આયા ખેતમેં, અધવચ ઉભા આઇ;
જાગું તબ તો ભાગી જાવે સઉત બચ રજાઈ. અબ૦
તલબ તરવારા સમરણ છાલા, જ્ઞાન કમાઇ ચડાઈ;
નુરત સુરતકા કરલે ભલકા, મરઘેકુ મારા હડાઈ. અબ૦
આઠ કોટ ઓર દશ દરવાજા, ઘેરી ગઢકી ખાઇ,
પાંચમેં વાસ વસે ગઢ ભીંતર, ઉનસે લડાઈ લગાઇ. અબ૦

જમીનબી દુઃખણી આસમાનબી દુઃખીઆ,
પવન પાણીને સુખ નવ કોઇ મેરે લાલ. રજ૦
ચાંદાબી દુઃખીઆ સુરજબી દુખીયા.
નવલખ્ય તારાને સુખ નવ કોઈ મેરે લાલ. રજ૦
રાજાબી દુઃખીયા પ્રજાબી દુઃખણી;
નરનારી અને સુખડું નવ કોઇ મેરે લાલ. રજ૦
જોગીબી દુખીયા ભોગીબી દુખીયા,
તપસી સંન્યાસીકું સુખ નવ કોઇ મેરે લાલ. રજ૦
મછંદરના પુત જતી ગોરખ બોલ્યા
ભજન કરે સોય નર સુખીયા મેરે લાલ. રજ૦

સતગુરૂ સાહેબ સનમુખ રહેવે, ખેતર બીચમેં જમાઈ;
ગુરૂ અબધુત ગોરખ બોલ્યા, મોફેરવાઠ કરાઈ, અબ૦

## ભજન ૮ મું.

રમતા જોગી આયા નગરમેં રમતા જોગી આયા હોજી ટેક૦
જળ કેરી માછલી થળમાં વીયાણી, અધર ઈંડાં જમાયા હોજી.
ઇંડામાં સીડા વિના ચેતન કેસે આયા. રમતા૦
કાચ માટીકા કુંભ બનાયા, તે અમીરસેં ભરીએલ અંકા,
નવ દરવાજા જેપુરસે વશ કીધા, તેના દશમેં દરવાજે
વાગ્યા ડંકા રમતા૦
ગગનમંડળમાં ગોધન વીયાણી તેના ગોરસવણુ દુધ જમવાયાજી
સુરતે સોંધીને માખણ વીરલે ખાધું, તેની છાશે જગત
ભરમાવ્યા. રમતા૦
ચાંચ વિના તે પંખી ચુમારે ગતસે, શીતળ ઉનકી છાયાહોજી
મચ્છંદર પ્રતાપે જતી ગોરખ બોલ્યા, ચાલ્યા સોનર પાયા. ર૦

## ભજન ૯ મું.

જાગત વીરલા કોઇ ન જાણે જીવે ગુરૂ,
વિના અગમ ધુન ગગનમાં લાગી. ટેક૦
આતમસે એક ધમણ ધમાયા, ઉલટા તે પવન ચલાયા જી૦
અગમપુરીમાં એક અધમ અંગીઠી ઇનસે ધ્યાન લગાયા જી૦
વંકનાલસે ઘેરા ચલીયા તે શુકન કયારા પીલાવા. જી૦
એક કયારામેં દો માણુક નીપજે, વાંકા મુલ નપાયા, જી૦
ભવસાગરમે એક હીરલા છુટા, હીરાલોક એરણે ચડાયા જી૦

સુરત સાંણુસી હઇયા હથોડી, હીરલાકુ ખરા કરાયા. જી૦
ત્રીવેણીમાં ટંકશાળ મંડાવી, હીરલામેં હીરલા મીલાયા. જી૦
ભણે ગોરખનાથ સુણરે મછેંન્દરી, મારે સતગુરૂ પાર લગાવો.જી૦

## ભજન ૧૦ મું.

આતમદેવ અલક કરી જાનો,
ધ્વનિ સંગ ધ્યાન લગાવો. ટેક૦
કાચી માટીકા એક કુંભ બનાયાજી;
માંહી પવનકા યંત્ર લગાયા. આતમ૦
ધંધા કારમેં સબ રંગ ભુલ્યા;
તે ભુલ્યા સકલ સંસારા, આતમ૦
પાંચ કુમારી પચીશ હઠાવો;
સુરતાકુ પકડી મંગાવો. આતમ૦
નુરત સુરતસે પાણી ભરલે,
પાકા રંગ લગાવો, આતમ૦
તલભર તાળાંને રજભર કુંચીજી;
તે મારા સતગુરૂએ ખોલ બતાયારે. આતમ૦
કાળ ક્રોધકા કર ડારો કટકાજી;
સોહંમ જાપ જપાયા. આતમ૦
શીશ ઉતારી સતગુરૂકું દીયા;
તો અજર અમર ઘર પાયા. આતમ૦
ભણતો ગોરખનાથ સુણરે મચ્છેન્દરી;
મારે સતગુરૂ પાય લગાય. આતમ૦

## ભજન ૧૧ મું.

ઉંડો કુવો સંતો જળ વિના, નિત્ય ભરે પાણીઆરી:
અસત જુઠું નવ બોલિયે, બ્રહ્મા જુવોને વિચારીરે. ટેક.
હેઠે કુંભાર ઉપર ચાકડો, મેં તે ફરતાં દીઠો:
કીડી કેરા નેત્રમાં, હતી મેં જાતો દીઠો. ઉંડો૦
નદી કેરાં નીર ઉલટયાં, જઇ પર્વત ચડીયાં;
હરણો પાસે બાંધીયો, આંહી પારાધી પડીયાં, ઉંડો૦
હેઠે ભમર ઉમર કમળ છે, માળી છાબમાં દીઠો;
તેને પ્રેમે વાપરો, ચઉદ લોકમાં મીઠો. ઉંડો૦
હેઠે ગાગર ઉપર પનીયારી, તે મેં ભરતાંરે દીઠી;
ગોરખ બોલ્યા વિનતિ, વાણી છે બહુ મીઠી ઉંડો૦

## ભજન ૧૨ મું.

-એરણ અજબ બનાયા મેરા સતગુરૂ એરણ અજબ બનાયા-ટેક
આગ મીલાકર એરણ થાપી ઘડીયા તાર મીલાયરેજી;
નુરત સુરતકી નળીયુ મીલાદે, ઉલષા પવન ચલાયા. મે૦
હરદમ હથોડા સુરતા નીસરણી, શી અકલ મીલાયા;
કુબુદ્ધિ કોટે કરોલ કડાં જલાયેહે આતમકું ખુબ નાયા મે૦
સત કેરા સાયબ પ્રેમરસ પાયા તે મારી તલ્પ બુજાયા;
મમતા મારી ભલે વશ કીધી, આતમકુ સુખ આયા મે૦
નાભીકમળ પર નાવ ચલતહે ત્રીકુટી ધ્યાન લગાયા;
મચ્છેન્દ્ર પ્રતાપે ગોરખ બોલ્યા, અમર આરા થપાયા. મે૦

# અખા ભગતનાં ભજન

## ભજન ૧ લું.

એક દીન એસા આવશે, તે સબળ મારા રૂદીયામાં સાલેજી.
સગારે મીત્રને કારણે, કોઇનું જોર નવ ચાલેજી;
કાઢો કાઢો એને સઉ કરે જાણે જનમ્યોજ નોતોજી. એક૦
પટતો ઘુંઘટ અળગો કરો, રોકયા હશે દરવાજાજી;
કાળે કાયાનો ગઢ ઘેરીયો. રોકયો દેહનો રાજાજી. એક૦
સોળરે વરસની સુંદરી, ઉભી ટગમગ જુવેજી;
આરે કાયામાં હવે કાંઈ નથી, ઉભી ધ્રુસકે રૂવેજી. એક૦
વેઢ વીંટીને સાંકળાં, નાના વીધના વાઘાજી;
કુટુંબ મળ્યું સહુ સામટું, સરવે લુંટવાને આવ્યાજી;
એની વળામણું શેરીયે, માતા ઝાંપેથી વળશેજી, એક૦
સગાંરે સગાં તમે શું કરો, સગાં વળાવીને વળશેજી;
સગાંરે વન કેરાં લાકડાં, આવી ભેળાં બળશેજી એક૦
કોનાં છોરૂ ને કોનાં વાછરૂ, કોનાં માય ને બાપજી;
અંતકાળે જાવું એકલું, સાથે પુન્ય ને પાપજી. એક૦
એક નહિરે ત્રપો નહિ તુંબડાં, નહિ કાંઇ ઉતારોને આરોજી
કરજોડી અખો એમ બોલીયા, પ્રભુજી મને પાર ઉતારોજી—એ

## ભજન ૨ જું.

આતમ એક છે હાં એક ઓદર એક ખાણુંરે;
બહાર આવ્યા પછી ઉત્તમ મધ્યમ, થઈ છે તાણાતાણ. ટેક

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર ને વર્ણ કર્યા છે અઢાર;
સાર જોતાં સોનું એક છે. ઘડાયા ઘાટ અપાર. આ૦
જ્ઞાન દૃષ્ટિએ જુવો તપાસી, માં કરો તાણા તાણ;
સાર જોતાં શેરડી એક છે, ગોળ સાકર ને ખાંડ આ૦
નવસે નવાણું નદીનાં નીરછેરે, એને જુજવા જુજવા જાણ;
મહા સિંધુમાં જઇ મળ્યાં, નીર પોચ્યા નિરવાણ. આ૦
હસ્તી કેરાં હાડકાંરે, કરમાં પેરે સુહાગણ નાર;
નવાણે ચોકો જઇ કરો એતો દેખીતું પાખંડ જાણ, આ૦
આચારીને સદાય અવગત, મુળમાં જોતાં મર્મ;
કહે અખો એવા ભરમે ભુલ્યા, કોઇક છુટે કર્મ. આ૦

## ભજન ૩ જું.

ચેતન ચેતજોરે હાં, આવ્યો તારો મનસા અવતારરે;
સ્મરણ કરી લે જીવડા અભાગીયાને,
પ્રભુને ભજો તો ઉતરો ભવપાર, ચેતન૦
કાયા કાગદ જેસી કોટડીનેરે, ભરીચેલા અનગળના ભારરે;
કાયા બેડી તારી બુડવા લાગીને, સંતો ઉતારે ભવપાર. ચે.
હરીના નામના હાટ મંડાવોને, ભકિતનો કરો વેપારરે;
વીઠ્ઠલ નામની વસ્તુ વારોને, તોલાં રાખો ટંકશાળરે. ચેતન.
ધીરજની તમે ઢાલ બાંધોને, સત્યની બાંધો તરવારરે;
રામનામનાં બખતર પેરોને માયલા, કાળીંગાને માર. ચેતન.
માત તાત તારાં કુટુંબ કબીલાને, ઘરે સકળવંતી નારરે;
હરી તુઠા તેને સુખજ આપેને, જમવા આલે ઝાઝી ઝારરે. ચે

## ભજન ૪ થું.

વીરા મારા વાડીયુ વધાવજો વધાવજોરે હાં;
સાચા સતગુરૂ મુનિવર સેવિયે. ટેક૦
જોત્યેને પાટેરે જામો જાગશે, મળશે નર ને નારીરે
મોટા મોટા મુનિવર આવશે, બેસે આસન વાળીરે. વી૦
ચંપો મરવો ને કેવડો, લીલુડી નાગરવેલરે;
ફાલી ફુલી વાડી ઉલટી, મનની આંટીયું મેલરે. વી૦
છડીયુંવાળારે ચાલી નીકળ્યા, પંથે નહિ પુગે પાળારે;
ભલાઇવાળારે બેટશે, કુડીયા દેશે મોં ટાળારે. વી૦
સામટો સ્વાર્થ તમે કાં કરો, ફળ તમે ખાઓને વેંચીરે
આવતા અભિયાગત ઓળખો કાં બેઠા આંખ મીચીરે વી૦
ભાવતા ભોજન તમે કાં જમો, કાં થાઓ આપે અકારારે
ધણીને દરબારે લેખું પુછશે, મારશે સોટાના મારરે વી૦
શુરા હોય સો સનમુખ રેવે, પગલા નહિ ભરે પાછારે;
શીશ પરે ને વાંકો ધડ લડે, ધડ ડગલાં ભરશે સાચાંરે વી૦
રેવુંરે રામાપીરના પંથમાં, ખેલવું ખાંડાની ધારરે,
ભુતનાથ ચરણે ભણે અખેસો, સદગુરૂ પાર ઉતારેરે. વી૦

સેજ તળાયુને અવલ ઓશીકાંને, ધન દોલતનો નહિ પારરે;
આંહીનું ધન તારૂં આંહીજ રહેશેને સાથે નહિ આવે તલભારરે
દેવાય તો તમે અન્નદાન દેજોને; ભરીયા છે ગર્થ ભંડારરે,
જાુતના ચરણું ભલે અર્પેયોને, સત વચન છડીદારરે. ચેતન૦

# કબીર સાહેબનાં ભજન.

## ભજન ૧ લું

અમને નુગરા મળજો એક મતી,
સુગરા મળજો લાખ; મળજો જતી સતી;
અલખને દરબાર મળજો,
સાહેબને દરબાર મળજો, જતી સતી.

## ભજન ૫ મું.

સાધુ મેરા ભાઈરે પ્રેમને ભલકે લડીયે હોજી. ટેક૦
મનને મારીને મર્દન કરીયે, કાંઇક જરણા ધરીયે;
સીલ સંતો સંધરણ કરી, સંતોના ચરણોમાં વસીયે સા૦
આયુધ બાંધીને થઈએ આકાશ, સધીરા સધીર ચવીયે;
દીલ સામારે ડગલાં ભરી, ભુપત શુરે મળીયે. સા૦
કુરૂક્ષેત્રમાં વડવા, કેશરીયાં કરીયે;
શીર માટે સદગુરૂ મળે તેનો ધોખો ન ધરીએ સા૦
સતની કમાન ચડાવી, સીંગા ભેલાંજ કરીયે;
વાંભો ભરીને તીર ચોડીએ, માંહેલાને મારીને મરીયે સા૦
ઘીના ઘડા અગ્નિપર ધરીયે, પરજળવા ન દઇએ.
પાંચ કળાને વશ કરી; છુટે છેડે ફરીએ સા૦
સ્વર્ગના સામચા ત્યાં તો આશા ન કરીએ;
ભુતનાથ ચરણે ભણે અખઇયો, તેજમાં તેજ મોલાયા સા૦

ખેતર બગાડીયું ખણસલે ને,
સભા બગાડી કુડ ભાઇ ભાઈ;
સંત બગાડયા લાલચે,
જેમ કેશર મળી ગઇ ધુડ—મળજો જતી સતી.
આંબો જાણી મેં સેવીયો,
પણ આંબો પાકયો કૈલાસ—ભાઇ ભાઈ;
આંબે કેરી પેહેલ વેહેલી,
અમને મળજો શાખ—મળજો જતી સતી.
અંધેકુ કયા આરસી,
અને કયા બહેરેસે બાત—ભાઈ ભાઇ;
કુડે નરકી ચાકરી.
ઓર કયા લંગડેકા સાથ—મળજો જતી સતી.
હીરા ઝવેરની કોટડી,
માંહે રતન જડેલા કમાડ—ભાઇ ભાઇ;
નવ મહીને બેડી નાંગરી,
એનો ઘડનારો ઘટમાયા—મળજો જતી સતી.
કબીરની માયે કબીર જનમીયા,
કબી ન પાયા સુખ—ભાઇ ભાઇ;
ડાળે ડાળે કબીર ભટકયા,
પાને પાને દુઃખ—મળજો જતી સતી.

## ભજન ૨ જું.

ભાઇ મારો સાથીડો રીસાણો, તેને કોણ મનાવા જાયે—ટેક.

કાચી માટીના ઘાટ ઘડુલા, તે પણ ફુટી જાય;
પરદેશીની પ્રીતડી તે, પળમાં તુટી જાય—ભાઇ મારો.
પીંજરમાંથી પોપટ હાલ્યો, પીંજર ઝોલા ખાય;
સરખી મળી સાહેલીઓ, કાંઇ અવળા મંગળ ગાય-ભાઇ
પાંચ તત્વકા પીંચુ હમારા, તે છોડયા કેમ જાય;
જ્ઞાન ગરીબી હૃદયમાં રખલે, થનાર હોય તે થાય-ભાઇ
સદ્‌ગુરૂજીકા સ્મરણુ કરી લે, હૃદયકમલ સુધી જાય;
કહેત કબીરા સુનો ભાઈ સાધુ, વૈકુંઠ વાસો થાય-ભાઇ.

## ભજન ૩ મું,

થોડી ધીરે ગાડી હાંકોરે, મેરા રામ ગાડીવાલા;
રામ ગાડીવાલા. મેરા સદ્‌ગુરૂ ગાડીવાલા—(ટેક)
ગાડી મારી અજબ રંગીલી, બેલ જોડયા બે ચાર;
હાંકનવાલા છેલ છબીલા, બેઠનવાલા લાલરે—મેરા.
ગાડી છુડી રેતમેં ને મજલ પડયા હે દુર;
સીધા સદ્‌ગુરૂ જો મીલે તો, પહોંચાડે હજુરરે—મેરા,
ઘોડા છુટયા સ્થાનસે ને, પીછે પડયા હે પોકાર;
દશ દરવાજા બંધ કર્યા પણ નીકળી ગયો અસવારરે—મે.
જંતર મારૂં ઝાંઝવું ને, તુટી ગયા સહુ તાર;
જંતર બિચારા કયા કરે, ગયો બજાવનહારરે—મે.
ગંગા કીનારે ઘર કરો ને, નાવો નિરમળ નીર;
દત વિના નવ પામીએ, એમ કહી ગયા દાસ કબીરરે—મે.

## ભજન ૫ મું.

જગત હે રૈનકા સ્વપ્ના, સમજ મનકો નહિ અપના,
કઠીન હે લોભકી ધારા, બહે સબ જાત સંસારા—ટેક૦
ઘડા જ્યું નીરકા ફુટા, પત્તા જ્યું ડાલીસે ટુટા;
એસી નર જાન જીંદગાની, સમજ મન ચેત અભિમાની–જ
ભુલો મતિ દેખ તન ગોરા જગતમેં જીવના થોરા;

## ભજન ૪ થું

અરજી સુણજો મોરીરે, મારો ચરખો બોલે,
રામનામ ભજ તુંહી રામ ભજ તુંહી રામ ભજ તુંહી—ટેક.
થળ ઉપર જળ નીપજ્યો, ને જળમાં કીધો વાસ;
એક અચંબો એવો સુણ્યો બેટીએ જનમ્યો બાપ—અ૦
બેટી કહે છે બાપને મારે; અણજાથો વર લાવ;
અણજાયો વર ના મળે તો. તારે મારે ઘરવાસ—અરજી૦
રૂ પીંજવા હું ગઈને. પીંજો પીંજારા ભાઈ;
પીંજણ પીંજારાને ખાઈ ગઇ ત્યારે સદગુરૂ અક્કલ બતાઈ—અ૦
ચરખો મારો અજબ રંગીલો; પુંણીઓ લાલ ગુલાલ;
કાંતનવાલી છેલ છબીલી, કાંઇ આકાશે નાંખે તાર—અરજી૦
માતા મરજો પીતા મરજો મરજો ઘર ભરથાર,
એક ન મરો મારો છેલ સુનારી, ચરખાનો ઘડનાર—અર૦
રામાનંદનો ભણે કબીરો આ ચરખો કહેવાય;
ચરખાને જો ફેરવે, તેનું જનમ મરણ મટી જાય—અર૦

તજો મન લોભ ચતુરાઇ, રહો નિશંક જગમાંહી—જગત.
કુટુંબ પરિવાર સુત દારા, ઉસી દીન હોયેગા ન્યારા;
નીકલ જબ પ્રાન જાવેગા, નહી કોઈ સાથ આવેગા—જગત
સદા મત જાનો એ દેહા, લગાવો રામસેં નેહા.
કટેગી જન્મકી ફાંસી, કહે કબીર અવિનાશી—જગત

## ભજન ૬ ઠું.

રામરસ એસા હે મેરા ભાઈ (૨)
જો કોઇ પીવે અમર હો જાઈ—ટેક.
મીઠા મીઠા સબ કોઈ પીવે. કડવા પીએ ન કોઈ,
કડવા કડવા જો કોઇ પીવે, સબસે મીઠા હોઈ—ર.મ૦
ઉંચા ઉંચા સબ કોઈ ચાલે, નીચા ન ચાલે કોઇ;
નીચા નીચા જો કોઈ ચાલે સબસે ઉંચા હોઇ—ર.મ૦
ધ્રુવને પીઆ પ્રલ્હાદે પીઆ ઓર પીઆ રોહીદાસ;
દાસ કબીરા ભરભર પીઆ, ઓર પીવનકી આશ—રામ૦

## ભજન ૭ મું.

કબ સમરોગે રામ, અબ તુમ સમરોગે રામ—ટેક
ગર્ભસ્થાનમેં જપ તપ કીનો, નીકલી હુવા બેઇમાન—અ.
બાલપનમેં હસ ખેલ ગુમાયો, તનરૂપનમેં કામ—અબ.
હાથ પાઉં જબ કંપને લાગે, નીકલ ગયો અવસાન—અબ.
જુઠી કાયા જુઠી માયા આખર મોત નિદાન—અબ૦
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, જીવ દો દીનકા મીજબાન—અ

## ભજન ૮ મું.

ગર્વ કીયો સોય નર હાર્યો, સીયા રામજીસે;
ગર્વ કીયો સોય નર હાર્યો—ટેક.
ગર્વ કીયો રતનાગર સાગરે, નીર ખારો કરી ડાર્યો—સીયા.
ગર્વ કીયો ચકવાને ચકવી, રેન વિયોગ કરી ડાર્યો—સીયા.
ગર્વ કીયો અંજનીકેરે પુત્રે, પાંવ ખોડો કરી ડાર્યો—સીયા.
ગર્વ કીયો હીરણ્યાકંસ રાજાએ, નોર વધારીને માર્યો—સીયા.
ગર્વ કીયો લંકપતિ રાવણે, દશ મુકુટ કાટી ડાર્યો—સીયા.
ગર્વ કીયો આવળકેરે કુલડે, લઇને ચમાર કુંડ ડાર્યો—સીયા.
કહેત કબીરા સુનો ભાઈ સાધુ, શરણે આયો વાકો તારો—સી.

## ભજન ૯ મું.

કયા બોલે અબ કયા બોલે,
મન મગ્ન ભયા અબ કયા બોલે—ટેક.
તેરા સાહેબ હૈ તુજ ભીતર, બાહેર નેના કયા ખોલે—મન.
સુક્ષ્મણા નાડી અમીરસ લાવે, પ્યાલા ભરભર અણતોલે—મન.
હંસે પાયા માન સરોવર, દુજી જગ્યાપર બગ ડોલે—મન.
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, સદગુરૂ પાયા અણબોલે—મન.

## ભજન ૧૦ મું.

પાનીમેં મીન પીયાસી,
મોહે દેખત આવે હાંસીરે ટેક૦
આત્મ જ્ઞાન વિના નર ભટકે

કોઇ મથુરા કોઈ કાશીરે—પાનીમેં.
જોગી હોકર બસે જંગલમેં.
બન બન ફીરે ઉદ્દાસીરે—પાનીમેં
કસ્તુરી મૃગ નાભી બસત હે,
ઢુંઢત હે બન ધાસીરે—પાનીમેં.
પોથી પઢ પઢ પંડિત મુવે,
તોયે ન મીલે અવિનાશીરે—પાનીમેં.
મસીદ ચઢ કર મુલ્લાં પોકારે,
તોયે ન મીટે જમ ફાંસીરે—પાનીમેં.
કહેત કબીરા સુનો ભાઇ સાધુ,
ગુરૂ બીના ન ટળે ચોરાંશીરે—પાનીમેં.

## ભજન ૧૧ મું.

રામ નામ જબ જાણો, સંતો રામ નામ જબ જાણો. ટેક.
આતમ તત્વ પીછાણો, સંતો રામ નામ જબ જાણો;
પૃથ્વી તેજ પવન ઓર મોજા, ચારે ગગન સમાણો. સંતો.
કોણ મરે કોણ અવતરે ભાઇ, કોણ જીતે કોણ હારે;
જલકી લહેરી જલસેં ઉપજી, કોણ તરે કોણ તારે. સંતો.
કાચા કુંભ લે જલમાંહી ધરીયા, બહાર ભીતર પાણી;
ફુટયા કુંભ જલજલમેં ભળીયા, સો ગત વીરલે જાણી સંતો.
હરી અથા હથા હયે પારો. સાહેર સુરતા સમાણી;
ઢીમર જાલ ડાલે કહા કરહી, મીનહી હો ગયો પાણી. સંતો.
ગુરૂ બીન જ્ઞાન રામ બિન બોલે, મીથ્યા વાર કહાવે;

## ભજન ૧૬ મું.

ભજન ગઢ બાંધોની મેરે ભાઇ, તેરી જમશે હોઇ લડાઇટેક
ધ્રુવ બાંધ્યો પ્રહ્લાદે બાંધ્યો બાંધ્યો. મીરાંબાઇ;
અલખોરે એ સોહી બાંધ્યો, કાંવ ચલ્યો તપશાહી. ભ૦
રામ નામકા કીલા બનાયા ધર્મકી બુરજ લગાઇ,
જ્ઞાનકે મોરચે શક કરાવ્યો સમતા ખાઇ બનાઇ; ભ૦
શિલ સંતોષકે મજબુત જો, લોભકો ભાર હઠાઇ;
કાયર લોકસે કામ નહિ સંતો રાખો શુર સીપાઇ ભ૦
દયા તો પકી કર લ્યો તૈયારી, રામ હમ નાવા બનસઇ
સાચકી ચકમક અગ્નિ દીખાયો, કામકી ફોજ હઠાઇ.ભ૦

કહે કબીર મુંગેકી સમશ્યા, મુંગા હો સો પાવે  સંતો૦

## ભજન ૧૨ મું

લોભી મન એસે જાનોરે, ઇસ જગતમેં હરી સમાનનો
કોઇ દુજો ટેક૦

ચલતી ચકકી દેખકે, ગીયા કબીરા રોય,
ઇસ દોપટકે બીચમે, સાવધ રહ્યા ન કોઇ.  લો.

જનની કહે સુણુ બેટડા તું બોલે સો હોય,
ખુંટ પકડ કર બેઠે રહુંગી, હાર ન પીછે કોઇ,  લો.

કાયા માયા કયા કામકી, મત કર માન ગુમાન,
કાલકે હાથમેં તીર સમાન, કયા બુઢા કયા જુવાન. લો.

કબીર ઠીઠા બજારમે, શીર પર લીનો ભાર;
કોઇ આકે સાવધ કરેંગે ગાફલ હોય સંસાર.  લો.

## ભજન ૧૪ મું.

કયા ગુમાન કરના હે. મીટ્ટી સે મીલ જાના.
મીટ્ટી ખોલકર મહેલ બનાયા ગમાર કહે ઘર મેરા
આગયા જેવતરા લે ગયા જીવડા ઘર તેરા નહિ મેરાકયા
મીટી ખાના મીટી પીના મીટી કરના ભોગ,
મીટીસે મીટી મીલ ગઈ તો ઉપર ચલે સબ લોક. કયા.
હાડ જલે જેસે લકડીકી સુલી બાલ જલે જેસે ઘાસ.
સોને સરખી કાય જલે કોઈ સગા ન આવે પાસ, કાયા.
કહેત કબીરા સુન ભાઇ સાધુ જુઠી હે સબ માયા.
ભજન કરો કુછ ધ્યાન ધરો પવિત્ર હોયગી કાયા. કયા

## ભજન ૧૫ મું.

પ્રભુ મેં કીતા કરૂં પોકાર, પવન સુનેજી લોકા. ટેક૦
કબીરકી જનસી કબીરા જનમા કબો ન પાયા સુખ;
ડાલી ડાલી કબીરા ફરીયા પાને પાને દુઃખ પ્રભુ૦
સોના પહેરો રૂપા પહેરો પહેરો પીતળ કાંસા;
રૂપીએ ગજકી મશરૂ પહેરો નહિ જીવનકી આશા પ્રભુ૦
બાજી દેશ બાજીદા મિલ ગયા, જેસા કમલકા ફુલ;
દો દીનકે એ જીવના આખરહે ધુલકી ધુલ. પ્રભુ૦
કોડી કર કર જોડ જોડ જોડાઈ, પાના પાના જોડ
નારાયનકી ચીઠી ઉતરી. ચલા લંગોટી ખોલ. પ્રભુ૦
નદી કીનારે ઘોર ખોદી, નહાયો નિર્મળ નીર;
કીયા સોઇ ફળ પાવેગા, કહે તે દાસ કબીર. પ્રભુ૦

## ભજન ૧૬ મું.

કેસા જોગ કમાયા એ, યે કેવા ઢોંગ મચાયા એ. ટેક૦
જટાં બઢાઇ ભભુત ચઢાઇ, જગમેં કહેતા સીદ્ધા;
સીદ્ધનકી તો બાત ન જાને, બાલપનોકા ગદ્ધા. કેસા૦
ભગવે કપડે શીશ મુંડાવે, કહેના મેં સન્યાસી;
સન્યાસીકી ગત હે ન્યારી, પેટન કે ઉપદેસી. કેસા૦
ગલેમેં કફની શીરપે ટોપી, કહેતા ફકીર મૌલા;
ફકીરી હોતો સબસે ન્યારા, એ તો ફજીતખોરા. કેસા૦
કાન ફાડ કર મુદ્રા ડારી, નાથ કહાવે ભારી,
નાથનકી તો ગત હે ન્યારી દેખત પરકી નારી. કેસા૦
કહેત કબીરા સુનો ભાઈ સાધુ, સબ સંતનકો છારા,
રામ નામ બીન મુકિત ન હોવે, એહી પંથ હમારા. કેસા૦

## ભજન ૧૭ મું.

ક્યું લીજે ગઢ લંકા ભાઈ, જાકુ બેવડ કોટ સરૂ બેવડખાઇટેક
કામ ક્રોધ સુખ દુઃખ દરવાણી, પાપ પુન્ય દરવાજા;
મોહ પ્રધાન લોભ ગઢ ભીતર,, જાન મેવાસી રાજા ક્યું.
સ્વાદ શનાઇ તોપ મમતાકો, કબુધી કમાન ચડાઈ;
તૃષ્ણા તીર રહે ઘટ ભીતર, સુબુદ્ધિ હાથ ન આઇ. ક્યું.
પ્રેમ પલીતા સુરતી નાડી કરી ગોળા જ્ઞાન ચલાયા;
બ્રહ્મ અગ્નિ સે દીયા પલીતા, એકે ચોટ ઠરાયા.
સત સંતોષ બે લડને લગા, તોરે દશ દરવાજા;
સાધ સંગત અરૂ ગુરૂ કૃપાસે, પકડા ગઢકો રાજા ક્યું.

ભગવત ભીર શકિત સુમરનકી, કાટી કાલકી ફાંસી;
દાસ કબીર ચડયા ગઢ ઉપર, સજ દીયાં અવીનાશી. કયું.

## ભજન ૧૮ મું.

જાઘર કથા નહિ કીરતન નહિ, સંત નહી મીજમાના;
તાઘર જમડે ડેરા દીના, સાંજ પડે સમશાના જાઘર.
ફુલ્યો ફગરો ઇહાં પ્રીરત હે, કટા દીખલાવત અંગા;
એક પલકમેં ફના હોયગા, જેસા રંગ પતંગા. જાઘર.
નાભી કમળમેં નાવ ચલતહે, દ્વાદશ મીન ઠેરાના;
અઘર તખ્તકા દેખા તમાસા, સોઇ સતગુરૂકી સાના.જાઘર
જ્હેર વેરાગે ગુરૂ ગમ જાગે, સતગુરૂ નામ નીશાના;
સાધુજનકી સેવા ન કીની, કીસવિધ હોય કલ્યાના જાઘર.
મેરી મેરી કર કર મુરખ મીટો નહી માન ગુમાના;
કેહતકબીરા સુણો ભાઈ સાધુ, કીસવિધ હોય કલ્યાના.જા.
નામ હમેરા અમર તારા, સુરતા હમેરી દોરી; ગુરૂજી સુ
માલ ખજીના અપરંપારા, કામ ક્રોધ નીશોરી.

## ભજન ૧૯ મું.

જમસે નહી ડરેંગારે ગુરૂકા ભજન કરેંગાજી ટેક૦
સબ દુનિયા તસબીકે ચાકર, મેં સરકારી કાજી;
કાલ ક્રોધને ગરદન મારી મારા સાહેબાને રાખુ રાજી. જ.
પાંચ પચીશકું રાખી ચાકર, ગઢ પર ફોજ ચડાવું;
શાન તો ચોરીસે રાખે, જમકુ માર ઘરે જમસે.

જાન જનમસે આર સીપાવે, જમ હમેશ ચેલા;
કહત કબીરા સુનો ભાઇ સાધુ સબ ઘટ હંસા મેરા જ.

## ભજન ૨૦ મું.

સંતો ભાઈ રેવાઘરકી અમને કોઈ બતાવો;
કાયા ત્રરશે હંસા આયારેજી. ટેક૦
સંતો ભાઇ પેલા વેલા, પુજ્યા શીવ ને શક્તિ,
કુણે કુણે પીર મીલાયા. સંતો.
સંતો ભાઇ બ્રહ્માબી નહોતા, ને વિષ્નુબી નહોતા;
મુલે નહોતી માયા. સંતો.
સંતો ભાઇરે કાયા છોડી, જન મલ્યા હંસરાજા;
કાલે આગ કેરે સમાયા. સંતો.
સંતો ભાઇરે સુર ઘેર શ્રસિયર, શશિ ઘેર શુરા;
જેસી મસ કેરી છાયા. સંતો.
મે મરી મમતાકુ માર્યો અબ મોરા પ્રીતમ પાયા. સંતો
સંતો ભાઈરે ગગન મંડળમાં ગઉ વિયાણી,
ધરણી દુધ જમાયા. સંતો.
છાશ પીયે સારી દુનિયા માતા, માખણ વીરલે ખાયા
સંતો ભાઇરે ચોરાશીમાં જઈને ઢુંઢીયા ફોગટ ફેરા ખાયા
કહત કબીરા અંતર ધુન લાગી જ્યોતમેં જ્યોતમીલાયા.સં.

## ભજન ૨૧ મું.

લાય ઘરોઘર લાગી, સંતો કયાં ઉગરીએ ભાગી. ટેક.

પાપ હતું તે પૃથ્વીમાં પરવાર્યું, ધરતી ધંધી જાગી.
હિંદુમુસલમાન થયા હાલક ડોલક ઉઠયા ઘર મેલી ત્યાગી સં.
ઇંદ્ર ડોલ્યા ઇંદ્રાસન ડોલ્યા, લાત ગેબીની લાગી;
બ્રહ્માનંદ નવ માસ ડોલ્યા લહેર હવાની લાગી; સંતો.
ગુરૂબી જલીયા ચેલાબી જલીયા, જલીયા મહા ત્યાગી;
બાર પંથ ષટ દર્શન જલીયા રાગીને બઇરાગી. સંતો.
ત્રણે ભુવનમાં ત્રાસ પડીયા, સંત ન ડોલ્યા અભાગી
કહત કબીરા સુનો ભાઈ સાધુ, આત્મ દર્શન અનુરાગી સં.

## ભજન ૨૨ મું.

તુમ દેખો લોકો સાદ કરે બાદશાહી.
સંતન લોકો સાદ કરે બાદશાહી
કઠિન કામ તરવારો ખાંડે કામ નહિ કાયરકે.,
હે કોઇ સંત શબ્દકો ભેદી ગુરૂ ચરણ ચિત લાવેગે, તુમ
દલભિતર એક દલી પાઈ, લગના લીયો લખાઇ:
અગમ ખોજ આગેરા આઈ તો પશ્ચમ દેશસેં પાઇ. તુમ.
પાંચ ચેલા હુકમસે હાલે યું ગઢ જીત્યો ભાઈ;
ગેહેર ઘુમ નગારે બાજે, તો જીવત નિશાન ઘેરાઇ. તુમ.
તન મન ધન અર્પણ કરીએ યું ગઢ જીત્યો ભાઇ;
કહત કબીરા સુનો ભાઈ સાધુ, સુન્યમેં ધજા ડેરાઇ. તુમ.

## ભજન ૨૩ મું.

સંતો ભાઇ ઉન ઘરકી કોઇ ખબર મંગાવે;
કહો શબ્દ ક્યાંસે આયા. ટેક૦

## ભજન ૨૪ મું.

મોકો રોકનવાલા કોન મગનસે જાઉ ચલી;
સદ્દગુરૂ પકડો બાંય. ટેક૦
ઈંડા હતા તબ બોલતા, બચ્ચા બોલત નાહિ;
ષડદર્શનમે સાચા પડીયા, ગોરખકુ ગમ નાહી. મગન૦
આગેસે તો આમ જનમીયા; પીછું બડા ભાઈ;
ધામધુમસે બાવા જન્મા, પીછું જન્મી માઈ મગન૦
આગેસે તો દુધ જમાયા પીછું દોહી ગાય;

સંતો ભાઈ બ્રહ્મા વિશ્નુ મહેશજ નોતા,
આદ ના હોતી માયા;
અલક પુરૂષકુ જીબ્હા ન હોતી,
કહોજી કયાંસે આયા સંતો૦
સુરતી લાગી મેરી તન મનસે,
તો ઉલટા હુરીજન ધાયા;
મેં મેરી મમતાકુ મારી વેરમેં વેર ઠેરાયા સંતો૦
સુરતી લાગી મેરી તન ઓર મનસે;
તબ મેરા ગુઢ ભેદ પાયા;
સોહાગણુ નારી ચરણું પર લોટી.
તબ સેવા પ્રીતમ પાયા. સંતો૦
કોઇક પુજે શીવ શકિતકુ,
કહે કબીર શબ્દ ધુન લાગી.
તેજમેં તેજ મીલાયા. સંતો૦

વાછરે ગાયકે પેટમેં, વાંકો દુધ હાટોહાટ વેચાઈ. મગન૦
કીડી બાઇ ચલે સાસરે, નવ મણુ કાજળ માપ;
હસ્તી લીયા હાથમેં, ઉંટ ઝપટ લે જાઈ. મગન૦
કહેત કબીર ફકીર મસ્તાના, ચેહી પદકે નીરવાઇ;
એ પદ તો કોઈ વીરલા બુજે, હંસા ઉતર ગયા ખાઇ.મગ૦

## ભજન ૨૫ મું.

નારાયણુ બોલે, ઘટોઘટ નારાયણુ બોલે;
બંગલા ખુબ બન્યા મહારાજ, તામે નારાયણુ બોલે. ટેક૦
પાંચ તત્વકી ઇંટ બનાઈ, તીન ગુનકા ગારા;
પચીસ પ્રકૃતિકી પુરણુ બનાઇ, સરજનહાર ન્યારા બંગલા.
ઈસ નગરીકો દશ દરવાજા, બીચ પવનકા થંભા;
આવન જાવન કોઇ ન દેખે, ઓહી બડા અચંબા. બંગલા.
ઈંગલા પીંગલા સુખમન નારી, તારમાં તાર મીલાવે;
સુરન સુરત દોતુ ગાવા લાગી, રાગ છત્રીસે ગાવે. બંગલા.
સોહી પુરૂષોતમ પુરણુ પાયા, સદગુરૂ ખેલી બતાયા;
કહત કબીરા સુન ભાઇ સાધુ, ખોજયાસોં નર પાયા. બં.

## ભજન ૨૬ મું.

સતગુરૂકા બ્રમન પાયા, સાધુભાઈ દેખત જગ સબ ન્યારાજીટે૦
હિંદુ કહે વો કામ હમારા, મુસલબીન રહિમાના,
આપ સમે દોઉ લડલડ મુવે, દુબધ્યા મોલ પઢાનાજી. સા૦
કેતકે નેમી ધરમેં કહાવે, આંત કરે અસનાના;
આતમ માર પાષાનકુ મુજે, ઈસકા કોન ગીનાનજી. સા૦

# ભજન ૨૮ મું.

સદ્ગુરૂ નીરવાણી નીરવાણી,
અરે રાની મુક્તિ ભરે છે પાણી. ટેક૦
અષ્ટ સિદ્ધિ નવ નિત્તિ કરે મજુરી,
ઓર વીધાતા રાણીરે; (૨)
ચંદા સુરજ દોનું ભયે સંગાથી, (૨)
સુરતી સેજ સમાણી. સદ્ગુરૂ૦ ૨
ચાર વેદને વ્યાકરણ વાણી,

કેતેક પીર ઓલીયા કહાવે, પઢત કીતાબ કુરાનજી;
છહેહા મુરદી તકલીબ બનાવે, ઊન્ને અલગ નહી જાનાજી સા૦
ઈસ બીધ ચલદ કહે રામકો, આપ કહાવે સાનાજી;
કહે કબીર સુનો ભાઈ સાધુ હોનોબે કોણ દીવાનાજી. સા૦

ભજન ૨૭ મું.

જો તુમ કરીયે કોટ પાખંડા, ધરમરાય છોડે નહિ દંડા;
ધરમરાયસો દંડ જો માગુ, અમકુડ કરકુડ લગ ટાંગુ ટેક.
તારૂં ગંગા કાશી, તારૂ કૃષ્ણ દુવારકા વાસી,
તારૂં તીન લોકકી રાની, તારૂં દુરગા આદી ભવાની જોગ.
તારૂં તીન લોકકે ભુપા તારૂં નિરંજન જોત સરૂપા;
ચલબે વઇકુંઠ તુજેબી તારૂ, પકેતો પ્રેમકે તાજન મારૂં જો.
સાહેબ કબીર નીરમળ અસ્વારા, વેદ કીતાબ હોનોસે ન્યારા
સાક્ષી વેદ કીતાબ હમ દેખે, જુઠી જનકી આચરે લેખે જો.

અષ્ટાદશ પુરાણીરે (૨)
તે પણ ઇચ્છે અગમ અગોચર, (૨)
નીગમ તેવી વખાણીરે. સદ્ગુરૂ૦ ૪
ધર્મ અર્થ ને મોક્ષ મુકિતપદ,
બેલ ફરે જેમ ઘાણીરે, (૨)
શુદ્ધ ભકિત બીના ચાર પદારથ (૨)
કાગ વિષ્ટા સમાણી રે. સદ્ગુરૂ૦ ૪
વર્ણાશ્રમ ને ભેદ અભેદા,
ગમને લહેર સમાણીરે; (૨)
કહેત કબીરા સુનો ભાઇ સાધુ (૨)
અગમ અગોચર એંધાણી રે. સદ્ગુરૂ૦ ૫

## ભજન ૨૯ મું.

રામ સમર રામ સમર, રામ સમર ભાઈ.
રામનામ સુમરન બીન, બુડત ભવમાંહી. રામ૦
બનિત સુત દેહ ગેહ, સંપતિ સુખદાઇ,
ઇનમે કછુ નહી તેરી; કાલ જાત ખાઇ. રામ૦
અજામેલ ગજ ગણિકા, પતિત કર્મ કીને;
સોબી ઉતર પાર પડે, રામ નામ ધીને રામ૦
સુકર કુકર યોનિ ભમત, અજહું લાજ નાઇ
રામનામ છાંડ અમૃત કાહેકુ વિખ ખાઇ. રામ૦
ધર્મ કર્મ તજી કુકર્મ. રામ નામ લેહી;
ગુરૂ પ્રસાદ જન કબીર, રામ કર સનેહી. રામ૦

## ભજન ૩૧ મું

સંતો ભાઈરે ઉન ઘરકી મોહે ગત સમજાવો,
જીન ઘરસે બ્રહ્મ આયાજી;
સંતો ભાઈરે કાયા છોડ ચલે જબ હંસા,
તબ જીવડા કહાં જાઇ સમાયાજી. ટેક૦
સંતો ભાઇરે કોઇક પુજે શીવ શક્તિકુ.
કોઇક પીર મનોવેજી;
સંતો ભાઈરે અલખ પુરૂષકી આદ ન જાણે,
ફોકટ ફેરા ખાવેજી. સંતો. ૧
સંતો ભાઈરે બ્રહ્મા વિષ્ણુ મહાદેવ સ્વામી,
પથરા નામ ધરાયાજી;
સંતો ભાઈરે ઉન પથરેકુ કાલ ન વ્યાપે,
સુતા મર મર જાવેજી. સંતો. ૨
સંતો ભાઇરે ઘડયા દેવલકુ અબકો એ માને,

## ભજન ૩૦ મું.

નિર્ધનકો ધન રામ, હમારો નિર્ધનકે ધન રામ. ટેક૦
ચોર ન લેવે ઘટહુ ન જાવે, ધાડ પડે દે કામ. હ૦
સોવત બેઠત જાગત ઉઠત, જપહુ નિરંતર નામ. હ૦
દીન દીન હોત સવાઇ દોલત, ખુટત નહિ એક દામ. હ૦
ઠાકોર ચલે નગર દ્વારેસે, પાસ ન એક બદામ. હ૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ, પારસકો નહિ કામ. હ૦

## ભજન ૩૨ મું.

નથી જીવ તારોરે સુંદર કાયા,
છોડીને ચાલ્યોં વણઝારોરે હોજી. ટેક૦
પરદેશથી એક હંસલો આવ્યો ને,
આંગણે ફરે છે કુંવારોરે હોજી;
હરે હંસાને તમે ભેદ ન આપો ભાઈ,
પુછી આવ્યો છે ઘર તારોરે. સુંદર કાયા૦
કાઢે કાઢારાને ઓ છે ઉઘારાને,

અણુઘડ માને ન કોઈજી;
સંતો ભાઈરે નુરત સુરતકો જો કોઇ માને,
નિરભેકા ફળ સોઈજી. સંતો. ૩
સંતો ભાઈરે ઘાટ વેરાટ કછુબી ન હોતા,
પુરન હુતી માયાજી;
સંતો ભાઈરે મેં મેરી મમતા હું માર હટાયાં,
તબ જોઈ સુક્ષ્મ પાયાજી;
સંતો ભાઈરે સુરતા સુહાગણ ચરણ જાઈ લોટી,
તબ જાઈ પ્રીતમ પાયાજી, સંતો. ૫
સંતો ભાઈ રે જ્ઞાન ધ્યાન સમજ મન મેરા,
ગુરૂ ગમસે ભેદ પાયાજી;
સંતો ભાઈરે કહેત કબીર અલખ અવિનાશી,
યમકે સંકટસે છુડાયાજી. સંતો૦ ૬

કાયા કહે મેં હંસલાને ઠગીયોને,
હંસલો બહોત ઠગારો રે હોજી;
તુજ સરખી હું તો બહોત ઠગી લાયો ભાઈ,
ગીયો મેં ઘરડો તારો રે.

સુંદર કાયા૦

લઈ ગયા વણુને ઉઠ ગયા ઢાંડાને,
લાલ ભયોરે લલકારો રે હોજી;
હો ગયા તેલને બુઝ ગઈ બતીયાં,
મંદિરીએ મેં ઘોર અંધારો રે.

સુંદર કાયા૦

કહેત કબીરા સુન ભાઈ સાધુ,
મેરે ચાકર ચરણુકો રે હોજી;
સાધુ સંતકી સેવા કરી લે ભાઈ,
મીટ જાવે મરનેકો ફેરોરે.

સુંદર કાયા૦

---

હંસલાને નોતરી જમાડયો રે હોજી;
ઘરે હંસાને ભુખ્યો મત રાખો ભાઇ,
પાપીડા ભુખ્યો સધાયોરે. સુંદર કાયા૦

કાયા કહે મેં સુંદર સ્ત્રીને,
તું મારો પુરૂષ પ્યારો રે હોજી;
માયા જોગણીને સુતી મેલીને ભાઈ,
હાથે કરીને લલચાણોરે. સુંદર કાયા૦

# ગણુપતનાં ભજન.

## ભજન ૧ લું.

આવોને આતમ રામ આપણે જ્ઞાન સાંભળીયે;
એવી પ્રેમની તો રીત, રૂડી પાળીયે હેજી. ટેક૦
કરીયે સત્યનો વિચાર, સતિયાં હોય નરને નાર,
સતે ચાલે છે સંસાર, સતે મેઘ વરસે ધાર. આવો૦
પીતળ પીળું તો દેખાય, જ્યારે સોની પાસે જાય;
એ તો અગ્નિમાં તપાય, ત્યારે એની કીંમત થાય. આ૦
મોતી મીણીયા ધોયે, એનું નીર ઉતરી જાય;
ભાંગે કદી ન સધાય, એનું મુલ તે શું થાય. આવો૦—
હીરા ઝવેરી ઘેર જાય, જ્યારે એરણમાં ઓરાય;
ખમશે ઘણ કેરા ઘાય, ત્યારે મુલથી વેચાય. આવો૦
જ્યારે સભાઓ ભરાય સાધુસંત ભેળા થાય;
સતની છાપ છપાય, ત્યારે ભક્ત તો કહેવાય. આવો૦
ગુરૂની ગમ વીના ગાય, એતો મુરખારે કહેવાય;
એનો મોક્ષ તો નવ થાય, નુગરા નરક માંહી જાય. આ૦
પ્રેમનો પાટ તો મંડાય, પીરની જોત્ય પ્રગટાય;
મનની માંડવી રચાય, દીલ શુદ્ધ દાન તો દેવાય. આ૦
ગંગા સમુદ્રમાં જાય, ત્યારે એક રૂપે થાય;
તેમાં નર નારી નાય, તેનો મોટો છે મહીમાય. આવો૦
આસન પદમ તો બંધાય, સોહંમ જાપ તો જપાય;

ત્યારે સીદ્ધ કારજ થાય, ત્રિકુટી ધ્યાનમાં દેખાય. આ૦
તૃષ્ણા તરત મટી જાય. આતમરૂપ તો ઓળખાય;
તેનો જીવ તો શીવ થાય, એનો ગુરૂ ગણપત ગાય. આ૦

## ભજન ૨ જું.

જુનાં ધર્મ હ્યો જાણી, મારા સંતો ભાઈ જુના ધર્મ
હ્યો જાણી ટેક૦

નદી કીનારે કોઈ નર ઉભો, તરસ્યા નહિ સમાણી હોજી;
કાંતો આળસુ અંગ એહનું, સરીતા ખરે સુકાણી. મારા૦
કલ્પતરૂ તળે કોઈ જન બેઠો, ક્ષુધા ખુબ પીડાણી હોજી;
નહિ કલ્પ એ બાવળીયો કે, ભાગ્યરેખ ભેળાણી. મારા૦
સદગુરૂ સેવે શીશ નવ સુધર્યાં, વિમળ મળી નહિ વાણી હોજી
કાં ગુરૂજી છે જ્ઞાન વિનાના, કાં પાપી એ પ્રાણી. મારા૦
ચિંતામણી મળી પણ તોયે, ચિંતા નવ ઓલાણી હોજી;
નહીં ચિંતામણી નક્કી એ પથરો, વસ્તુ નવ ઓળખાણી મા૦
મળીયું ધન તોય મોજ ન માણી, કહું કરમની કાણી-હોજી
કાંતો ભાગ્ય બીજાનું ભળીયું કાં તો ખોટી કમાણી. મા૦
અમૃત મળીયું પણ અમર થયો નહિ, પીવાની જુક્તિ નવ
જાણી હોજી;
કાંતો ઘટમાં ગયું નહિં કે, પીવામાં આવ્યું પાણી, મારા૦
ધરમ ને કર્મ ભક્તિ જાણે, ભેદ વિના ધુળધાણી હોજી;
કે ગણપત સમજી ત્યાં સંતો પુરી પ્રીત સમાણી મારા૦

### ભજન ૩ જું.

અખંડ અનાદિરે, અનુભવી જે હશેરેજી;
કરશે એતો ભકિત કેરૂં કાજ. ટેક૦
સદ્ગુરૂ સેવો સાચા સંતનેરે જી,
મેખ કાંક લોક તણી લાજ. અખંડ૦
સદ્ગુરૂ શબ્દેરે કાળજ સોંધીયું
પ્રગટયા પુરણ બ્રહ્માનંદ;
મન જેનું માન્યુંરે સત સંગમાંરે,
ન પડે પાછું અંગ અખંડ૦
પ્રેમનો પ્યાલોરે પીધો જેણે પ્રીતથી,
રાખી હ્રદયમાં રૂડી રીત;
શીરને સાટેરે સેવો સાચા સંતને.
હોય પુરવ જનમની પ્રીત. અખંડ૦
ભકિતને ભાવે ભુદર ભેટીયા,
જેની ભાંગી મનડાની બ્રાંત;
ગુરૂને પ્રતાપે ગણુપત ગાય છે,
રાખો કાંઈ આપ ચરણુમાં દાસ. અખંડ૦

---

## મારકુંડ રૂષીનાં ભજન.

### ભજન. ૧ લું.

મારકુંડ કહે છે તમે સાંભળોને યુધીષ્ટિર રાય,

સતની વાતું વીરા હું કહું હાં હાં;
સતની બાંધી માતા પૃથ્વીરે હાં,
સતના બાંધ્યા શેષ નાગ છે. હાં હાં૦
સતના બાંધ્યા મારા હરીજન,
તારે સતના બાંધ્યા રૂડા સાધ છે;
સતવાદીએ સત ધરમ ચલાવ્યોરે હાં
અને રૂષી અઠાશી હજાર મળી. હાં હાં૦
પણ ઇંદ્રને ઈંદ્રાણી મળી, બ્રહ્માને બ્રહ્માણી મળી;
ત્યારે અલખ વધાવ્યો સાચે મોતીયે,
ક્રોડ તેત્રીશ મળી જગત રચાવ્યોરે;
અને તેજોમાં અલક આવીયા. હાં હાં૦
પણ જોતી સરૂપી નર પાટપર પધાર્યા,
ત્યાં નર નકળંગી બાવો આવીયા;
જેના જગનમાં ગંગાજી પધાર્યારે,
હીંડે કોળી વાળતાં હાં હાં૦
પણ જેના જગનમાં સતી દ્રૌપદી પધાર્યો,
તો હીંડે કોળી પ્રોસાળ વેંચતાં;
આ ધર્મ આદ્ય અનાદીનોરે,
અને દેવતાઓએ પ્રગટ કર્યો. હાં હાં૦
કહે રૂષી મારકુંડ સુણો રાજા યુધીષ્ટર;
આ ધર્મ મરજીવા તણો તે;
અનુભવીયાને પરવશ પડયો. હાં હાં૦

## ભજન ૨ જું.

યુધીષ્ટર પુછેરે રાયજી તમે સાંભળો રૂષીરાય;
સાંભળોને મોટા દેવ, નીજીયા ધર્મ અમને દીજીયે હાં૦ ટેક૦
એક અંગના કરો નવ નવ ટુકડારે હાં,
શીશ ઉતારીને ધરણીયે ધરો. હાં૦ ૧
કહે રૂષી મારકુંડ તમે સાંભળો રાજા ધર્મ,
નીજીયા ધર્મને તો તમે વરો:
રાજા કહે છે એક અંગના કરૂ સ્વામી નવ ટુકડારે હાં.
ને શીશ ઉતારીને ધરણીએ ધરૂ,
કહે રાજા ધર્મ સુણો રૂષી મારકુંડ,
તો નીજીયાને કેમ વરૂ હાં રૂષી કહે છે,
તેની વાતું તો માતા કુંતાજી જાણેરે. હાં૦ ૨
એમા તો મીથ્યા જરાયે નથી,
ધર્મ ધુનોને નીજાય પંથ, તો તે સંપુર્ણ જાણે છે;
સતી દ્રોપદી જાણેરે. હાં૦ ૩
ત્યાંથી તો સમજી ચોંપેથી ચાલ્યારે હાં,
માતાને મંદીર આવીઅં;
પરકમા કરીને પાય લાગ્યા, હાથ જોડીને ઉભા રહ્યા;
માતાજી કહે પુત્ર અમારારે હાં, સીયે કારણે તમે આવીયા:
પણ મુખારવીંદથી તો એચર્યા હાથ જોડીને ઉભા રહ્યા. હાં.
ધર્મરાય કહે છેરે તમે સાંભળો માતાજીરે હાં.
નીજીયા ધર્મ અમોને દીજીયે,

જનમ મરણ અમને ભવ ભારે તો;
મટે તે વીધા અમને દીજીયે હાં
સત વચન છે મારકુંડ કેરા રે હાં
માતાજી કહે એમાં મીથ્યા તો જરાએ નથી,
ધર્મ ધુનોને નીજાર પંથ એતો, સંપુર્ણ જાણે છે સતી;
ત્યાંથી રાજાજી ચોંપેથી ચાલ્યા રે હાં.
દ્રૌપદીને મંદીર આવીયા ઉનમુન થઇને રાજા ધર્મ,
હાથ તો જોડી ને ઉભા રહ્યાં હાં
દ્રૌપદી કહે છે ચાકર ઠાકરનો નાતો અમારેરે હાં
સીચો અવગુણ અમારો આવીયો;
પણ–રાજા મુખારવિંદથી ન ઓચર્યા,
તે હાથ જોડી ને ઉભા રહ્યા. હાં,
રાજા કહે ચાકર ઠાકરનો નહીં નાતો અમારે હાં.
ને સ્ત્રી પુરૂષ એવું શું હશે,
માતા કુંતાને મારકુંડને વચને હું તો આવીઓ:
તો નીજીયા ધર્મ અમુને દીજીયે,
સતી કહે છે નવ તો અંગની નવધા ભકિત,
તેની સેવા જુજવી જુજવી છે.
શીશને સાટે શ્રીફળ ગુરૂને ચરણે મેલો,
તો નીજીયા ધર્મ તમે તરવરો હાં;
તન મન ધન લઇને ગુરૂજીને સોંપો હાં,
ધણીપણું રે મેલી દીયો હાંસલને ખોટના ધણી;

ગુરૂજીને સોંપોતો નીજાર પીયાલો રાજા તમે પીઆ; હાં.
જોડે સજોડે પછે રાજાજી ચાલ્યા રે હાં,
મારકુંડજીને મંદીર આવીઆ,
સહસ્ત્ર અઠાશી રૂષીને તેત્રીસ્સ કરોડ દેવ મળીને;
યુધીષ્ટરનાં કાંકણુ ત્યાં ભર્યાં હાં,
અજર પીયાલો રાજા નીજાર કેરો રે હાં,
તે તો અમીરસ તમે જીરવો;
કહે રૂષી મારકુંડ સુણો રાજા ધર્મ,
અમરફળ તમે તરત વોરો હાં.

## ભજન ૩ જું.

કરજો કરજો તમે યુધીષ્ઠર રાય,
ફરી ફરી અવસર આવો ન મળે હાં;
શ્વાસોશ્વાસે જપો જાપ અજંપારે હાં,
અને પુરા હશે તે પામશે, ધર્મધુનો તે નીજાર.
પંથ મરજીવા હશે તે માલશે,
શીવ સનકાદિક ઇશ્વર ઉભયાં હાં.
બ્રહ્માદિક જેની આશા કરે પણ.
વીશ્નુને લક્ષ્મી દેવીઉને દેવતાઓ;
નીજાર નીજાર મુખ ઓચરે હાં.
નમે નમે નમીને સીશ ચોરાસી રે હાં.
નવે જોગેશ્વર તે જપો પણ જેના પુન્યથી પૃથ્વી ડેરાણી
તે ધન્ય ધન્ય ધર્મ નીજાર છે. હાં હાં;

નીજારી પુરૂષોને રે શું વખાણું હાં,
ને શેષનારાયણ એને જપે પણ માથુ મેલીને.
નીજાર સાધે તારે એનેરે પુન્યે પૃથ્વી કંપે હાં,
અજર પીયાલા જે કોઇ પીએ રે હાં;
અજરા જરે તે અમર થીઆ,
કહે રૂષી મારકુંડ સાંભળો રાજા ધર્મ,
નીજારી પુરૂષ તો વૈકુંઠ ગીયા હાં.

ભજન ૪ થું

રાજા પુછે છેરે જુધીષ્ટર પુછે છેરે,
કહોને રૂષી કહોને મોટા દેવ હાં;
માહરો ધર્મ તો કયાંથી થયો હાં,
ધરણીથી પેલો રે ધર્મ ધુનો રે હાં.
તેદી ચાંદો સુરજ દોનુ નહી,
પણ પવન પાણી આકાશ નહી;
તેદી નીરંજન નીરાકાર હતાં હાં,
તેજ પીંજરની માયા છે ન્યારી રે હાં.
ચઉદ બ્રહ્માંડ તો એમાં હતાં હાં.
શ્વાસ ઉશ્વાસથી બે વચન પેદા કર્યાં;
ત્યારે નીજીયાનું થાપન એણે કરે હાં,
શ્વાસ રૂપી તો માયા કહી જે તે ઉસા શ્વાસ
તે નીરાકાર છે.

તેનું ભજન કરીને ભવજળ તરીએ એતો
અજંપા જાપ છે હાં,
એની વાતુ તો કોક વીરલા જાણેરે હાં,
ને પુરા હસે તે પામશે,
કહે રૂષી મારકુંડ સાંભળે રાજા ધરમ;
મરજીવા હશે તે ધમ, માણસે હાં.

## ભજન ૫ મું.

રૂષીરાય કહેછેરે મારકુંડ કહેછેરે તમે સાંભળો ધર્મરાય,
ધર્મની વાતુ તો વીરા સારા હું કહું હાં;
સતના બેલીને તો વારે વારે નમીએરે હાં,
ચરણ ધોઈ ચરણામૃત લીજીએ કોટીક પાપ તો પરલોકરે.
અભેપદ આપે આપણે લીજીએ હાં,
હરી ભજન હોય તે હરીને બહુ વાલારે હાં;
સંત તો હરીનારે પ્રાણ છે ઇંદ્ર ને ઇંદ્રાણી,
બ્રહ્મા ને બ્રહ્માણી મળે તોએ એક હરીજનની
પદવીનો મળેરે હાં
તે પદવી તો કોઈ પુરારે પામેરે હાં,
ને શીશ ઉતારીને રંગે રમે;
સંતને સાહેબને એક કરી જાણે,
તે સરીઆરા સાહેબને ગમે હાં,
તેં નરને તો અભીયાગત કહીએરે હાં,
એને હરી બરાબર જાણીએ;

કહે રૂષી મારકુંડ તમે સાંભળો રાજા ધર્મ,
આપણે શીશ સાટે ધર્મ માણીએ હાં.

## ભજન ૬ ઠું.

રાજા પુછે યુધીષ્ટર પુછે તમે સાંભળો ઋષીરાય,
ધન્ય સતનું પ્રમાણ ગુરૂજી અમને દીજીએ હાં;
અચળ ચળે નહિ કોઇ દીરે હાં,
એવા પુરૂષ હરીજન કહીએ.
નર નીજાર પંથીને ધરમ ધુનો,
મન વાંછીત ફળ માગીએ હાં;
ધરમ ધુનાને તો શીવજી વખાણેરે હાં,
ને ઉમાજી વારે વારે પુછયા કરે.
પણ ધરમ ધુનાને શેષનારાયણ વખાણે,
તોય અનુભવ નો કહી શકે હાં;
નિજાર ધર્મથી તો સૃષ્ટિ ડેરાણીરે હાં,
ચઉદે બ્રહ્માંડમાં તે રમી રહ્યા.
પણ મહા મુનીઓ તેનું સાધન કરે,
એવા સતના વચન મારકુંડે કહ્યા હાં;
ધરણી પેલો છે રસ ધરમ ધુનોરે હાં,
તે રસ કસ અધીકારે આવી આપણ;
કહે રૂષી મારકુંડ સાંભળો રાજા ધર્મ,
ભરણ પોષણના ધણી હરી રીઆ હાં.

## ભજન ૭ મું.

મારકુંડ કહે છે રે તમે સાંભળો રાજા ધર્મ
મરજીવા હશે તે ધર્મ માણશે હાં,
શંકરના ઘરની ઉમૈયા નારીરે હાં,
જેણે મહા ધર્મ માનીઓરે.
શીશને માટે સનાતન તપને ધર્મ રૂદામાં ધારીએ હાં
ધર્મ ધોરીધરને ધન્ય કહીએરે હાં
સનાતન નીજારી પુરતો તેને કહીએ,
અષ્ઠકુળ પર્વત પચાસકો
પૃથ્વી તેના ચરણુમાં ઠરી રહી હાં,
અઢાર ભાર વનસ્પતિમાં એક નથી ઠાલું,
કાં એકવીસે બ્રહ્માંડમાં ધર્મ રમી રહ્યો,
ધન્ય ધન્ય ધર્મ મોટો સર્વથી,
એમ સમજી ઉમાજીને કહ્યાં હાં.
સતવાદી તો સતના ભોગી હાં,
સતથી તો હરીરે આધિન છે;
કહે રૂષી મારકુંડ સુણો રાજા ધર્મ,
ચઉદે બ્રહ્માંડ સતનાં બાંધ્યાં રહ્યાં હાં.

## ભજન ૮ મું.

યુધીષ્ઠર પુછેરે રાજા પુછેરે તમે સાંભળો રૂષીરાય,
મરજીવા પુરૂષ તે કેને કહીએ હાં,

આશા ત્રશના જેને એકે નહીં ઉરમાંરે હાં,
અજર પીઆલો તે પીએ,
પણ સતને કારણ શીશ ઉતારીને ચાલે;
તો મરજીવા લાભ એમ લીએ હાં,
પોતા તણું તો નવ ગણે;
પરમારથ કારણે સઉથી પેલા આલે,
તે મરજીવા પુરૂષ તો અલખને મળે હાં,
પેલે પરભાત રવી ઉગતાંરે હાં,
અન્નનું દાન તો તે કરી આવ્યા અભીયાગતને પ્રેમે પુજે:
તન મન ધનથી પ્રશ્ન કરે હાં,
સોઈ તો મરજીવા મોક્ષને વારેરે હાં,
ને અલખ વીન્યા બીજી નવ કહે,
કહે રૂષી મારકુંડ સાંભળો રાજા ધર્મ,
નવધા સાથે તો નરને નવ પડે હાં.

## ભજન ૯ મું.

મારકુંડ કહે છેરે, તમે સાંભળો રાજા ધર્મ,
એ તો ધર્મ શું વરણવું હાં;
શેષ સરખા પણ જેને જપેરે હાં,
ને તેનું દર્શન કર્યા કરે,
પણ અઘોર પંથીનું ચરણામ્રુત;
જો મળે તો ભવરે સાગર તે સેજે તરે હાં,
શંકર જેવાં નીત્ય નીમ હાં,

## ભજન ૧૦ મું.

રાજા પુછે જુધિષ્ટર પુછે છે, સાંભળો રૂષીરાય;
ધર્મનો વિસ્તાર અમને કીજીએ હાં.
ચઉદે બ્રહ્માંડમાં તો તેજ છે એનુ રે હાં,
તે જ્યારે જોએ ત્યાં તે વસે,
પણ અજીમ પુરૂષ તો તેને કહીએ,
મરજીવા હોય તેને મળે હાં,
મોંઘી વસ્તુ તો મરજીવા માણે રે હાં,
સુન બ્રહ્માંડમા તે વસે;
આદ નારાયણ અખંડ મુરતી.

ચરણામૃત વીના ભોજન નવ કરે,
પણ અજર પીયાલા શંકરને જરે;
પણ અધુરીયાને રસ ક્યાંથી ઠરે હાં;
મ્હારે મણીએ રતન પેદા થાય રે હાં.
જતન કરીને જપો તેજ છે પણ;
ધર્મ ધુનો શીશ સાટે માણો,
અધમનો ઓધારણ એ છે હાં;
અધુરીયાને એ તો ક્યાંથી મળશેરે હાં,
આ તો વાણીરે વેદની છે,
કહે રૂષી મારકુંર સાંભળો રાજા ધર્મ,
નીજાર સાધે તે તો વૈકુંઠ વસે હાં.

## ભજન ૧૧ મું.

મારકુંડ કહે છે તમે સાંભળો રાજા ધર્મ;
નીજાર ધર્મ વીસ્તારને કહું હાં;
જેના પુત્યથી તો પાર તરીએ હાં;
તે તો ધર્મ સત્ય જાણીએ;
પણ સતગુરૂ વચને હુઇ ને હાલીએ,
માહારે ધર્મ આપણે માણીએ હાં.
સારમાં સાર વાસ્તુ તેમાં છે રે હાં:
ને વચન એઇ તેમાં મળે;
ધન્ય ધન્ય ધર્મ જુના તે કહીએ;
આવા ગમણના ફેરા ટળે હાં;
ધન્ય ધન્ય કહીએ રાગ સંતને રે હાં

અવિનાશી તે જોતીઢ રૂપ છે,
હાં કંઠ કમળમાં વાલો શંકર વીરાયેરે હાં,
ત્રીવેણી ધુખાકા ત્યાં લીએ અખંડ,
અખંડ અસનાન તીયા કરીને રહીએ,
અલખ પુરૂષ ગોતી લીજીએ હાં;
અખંડ તેજ પાંજર જોતી તીઆ જાસેરે હાં;
દેવ તેત્રીસ કરોડે ત્યાં વસે;
કહે રૂષી મારકુંઢ સાંભળો રાજા ધર્મ:
એક મુખથી વિસ્તારી કહી શકું હાં.

માહારે ધર્મ તે પ્રગટ પણ કર્યું;
તેત્રીસ ક્રોડ દેવતા તેનું સ્મરણ કરે;
એ તો અનુભવીયાને ઉર વસે હાં;
પરીબ્રહ્મ કેરો રે સાર એમાં રે હાં;
ને જોતા તે વસ્તુ તેમાં મળે;
કનુ રૂષી મારકુંડ સાંભળો રાજા ધર્મ,

## ભજન ૧૨ મું.

યુધીષ્ઠીર કહે છે રે તમે સાંભળો બ્રોહ્મ દેવ;
સૃષ્ટિનું થાપન કેણે કર્યું હાં;
તેજ પંજર તો આદિ નારાયણ રે હાં;
જોતીશ રૂપી તેજ તણો રે અંબાર છે;
પણ જળમાં હતું તેદી ચોદે બ્રહ્માંડ તેદી
આદી નારાયણને ઈચ્છા થઇ હાં
સ્વાસ ઉસ્વાસ બે વચન નીસર્યા રે હાં;
સ્વાસ રૂપી તો માયા વસે;
પણ ઉસ્વાસ તો વચન તરણ તારણ છે
અધમ ઓધારણ તેજ છે, હાં
સ્વાસ ઉસાસા તે ગોળ બંધાણા રે હાં.
તેને સૃષ્ટિ કરવાની ઈચ્છા થાય;
નાભીકમળથી કમળ ચલાવ્યાં;
તેમાંથી આદી શક્તિ ઉભી થઇ હાં;
રતી એક તેજ હરીએ તેમાં મેલ્યું રે હાં;

ને મતી લઇ તે તેણે દીધી જાણુ,
સોહંમ બાદ ગરજના કરે,
તે કમળમાં દેવી પરવારી હાં,
સાત કલપ દેખે કમળમાં રહ્યાં રે હાં,
પછી આકાશે ચડી તે નીહાળીયું,
પથ કમળની વચમાં બેસીને જોવે તો.
જળ બંબાકાર ભાળીયું હાં.
કહે તુંને તે પેદા કોણે કરી,
પણ કમળ વિષે દેવી પાછાં પરવારીઆં,
ઓહં સોહં પુરૂષ પાસે આવી ખડી હાં,
આવી અલખ ઉપર તપ આદરીઓરે હાં,
ને બાર વરસની લાગી ઝડી,
પણ ગગનમાં ધુન શબ્દ કેરી સાંભળીને,
પછી આવીને અલખ પાસે ઉભી ખડી હાં,
બાર વરસે તો રીજયા નારાયણ રે હાં,
માગો દેવી ફળ આલીએ;
પછી ઇચ્છા શકિતએ વર માગીઓ;
તે સૃષ્ટિ અમે તો રચાવી રે હાં,
નારે નારાયણ મુખથી બોલ્યા રે હાં,
અચળ બ્રહ્મા વર દીજીએ,
પણ તલાતલ માહા નવ પાતાલમાં જઇને તમે વરો,
મન ગમતા ફળ લીજીએ હાં,

જ્યાંથી શકિત પર વશ્યા તે બ્રહ્મા પાસે આવીઆ,
પણ ખટ માસ કલેવર ફરતું ફરે.
તારે મુખની શુદ્ધ લાગીઉં હાં;
તારે શકિત તપ આદરીયો ને હાં
બાર વરસે બ્રહ્મા બોલીયા;
માગો વર સતી તુમને આલીયે,
સતી કે તુમે મને વરો હાં,
તારે બ્રહ્માને ઇચ્છા થઇરે હાં,
ત્યાં તો સાવ પાષાણના બ્રહ્મા થઇ ગયા,
તેને લઇને શકિત નારાયણ પાસે ગયાં હાં,
નીરંરજનને કહે છે સત વાણી રે હાં,
આ તો પાષાણ તણા બ્રહ્મા થયા.
ક્રીયા કરી કહો સ્વામી અમારા,
હું કેણી પેર સૃષ્ટિ આદરૂ હાં,
તેના થકી તમે સૃષ્ટિ કરો,
તે વારે સતીએ ભુંગર તપ આદર્યો,
તારે આકાશે વાણી એમ થઈ હાં,
અડાયા છાણા જેટલી પૃથ્વીરે હાં,
હાથ અડાડે ક્રોડ પાચસ થઇ,
શકિત પુત્ર ત્રણ તમુને આલીએ,
તેનાથી સૃષ્ટિ સંપુરણ ભયો હાં.
તારે દેવીએ વિચાર કર્યોરે હાં;

મનમાં તે એવું આવીઉં,
દશ દીગપાળ પ્રગટ કીધા;
છેડા ગ્રાહીને ઉભા રહ્યાં હાં,
પણ હથેલી ચોળી ત્રણ દેવ પ્રગટ કીધા.
બ્રહ્મા વિશ્નુને મહેશ્વરા હાં,
પ્રથમ પાટનીરે ત્યાં થાપના કીધીરે હાં,
ને આદિ નારાયણને તેડાવ્યા,
ઓહં સોહં પુરૂષ ગાદીએ બીરાજે,
ત્યાં તેદી નજીયા ધરમ લઈ થાપીયાં હાં.
અભેધન તેદી બ્રહ્માએ દીધારે હાં,
પછી નીજર તેદીરે સાધીયો;
કહે રૂષી મારકુંડ સાંભળો રાજા ધર્મ,
માહારે ધર્મ તેદી થાએ હાં;
નીજાર કેરી જે આશા કરેરે હાં.
બિશ્નુને લક્ષ્મી ઇશ્વર ઉભા જેને ઉર ધરે;
ધન્ય ધન્ય ધર્મ નીજાર છે હાં,
અઘોર છે લેર નીજાર કેરીરે હાં,
પ્રગટ ગરચા તેના છે;
કહે રૂષી મારકુંડ સાંભળો રાજા ધર્મ,
અનાદી ધર્મ તો આ એકજ છે હાં.

## ભજન ૧૩ મું.

રાયજી પુછેરે યુધીષ્ટર પુછે છેરે,

નમે સાંભળોને રૂષીરાય સાંભળો મોક્ષ દેવ;
માહા મોક્ષ મારગી કેને કહીએરે સા હાંરે—ટેક૦
સંતને ભાળી રૂદીયા કમળ હરીરે હાં,
કુભાવ કદીએ નવ કરે;
જેના મુખકમળમાં તેજ વરસે,
તો મહા મોક્ષ મારગી તો તેને કહીએ હાં. ૧
ધરમ કરતાં કરમ કે મન ડરે હાં,
ધરમ કરમના ધણી ના થાવે;
ને શેઠપણું રે નાંખી દઈએ,
હાણ વધીં લઉં ગુરૂને સોંપીએ;
તો ધર્મ કરતાં કરમ ન નડે હાં;
આરાધી પુરૂષ તો તેને કહીએ હાં;
આરાધી હોય તેને આરાધવા હાંરે હાં;
બીજે દેવે શ્રદ્ધા નવ મળે;
આરાધ વિના બીજું અર્થ ના આવે;
તો આરાધી પુરૂષ તો તેને કહીયેરે હાં. ૩
વ્રજની નારી તો કને કહીયેરે હાં,
સરાધરા સુધી પ્રેમ રાખે પ્રભુમાં;
કુભાવ કદીયે નવ કરે,
હ્રદય કમળમાં હેત ભરપુર રહે;
તો વ્રજની નારી તો તેને કહીએ હાં. ૪
પતિવ્રતા તો કેને કહીયે હાં,

પતિવ્રતા પીયુજીના વચન માનેરે હાં.
પતિને પુછીને પગલાં ભરે,
પોતાના સતગુરૂના વચન ઉર ધરે તો.
પતિવ્રતા તો તેને કહીયે હાં, ૫
અભીયાગતી તો તેને કહીયેરે હાં,
હરખ સોખ મન સ્વાદ ન આણે;
ને અમૃત વાણી ઓચરે,
એના સુરતી કર્મો ફળ પાવે;
અભીયાગતી પુરૂષ તેને કહીયે હા. ૬
સતી સ્ત્રી કેને કહીયેરે હાં,
નામ સતીને કરીયા નવ ફળેરે હાં;
સતી સતી એવું ખોટું નામ ધરે;
સાધુ સંગત પરહરે થુલ સંગાતે ઓચરે,
કરી કમાણી પોતાની સરવે ખોવે;
નામરે સતીને નરકે એમ પડે હાં. ૭
નામ સાધુને આવરણ કોણ ન ટળે,
સતગુરૂ શાસ્ત્રનું કહ્યું નવ માને;
આપો મુને અભીમાન નવ ટળે,
ઉકરતીનો અહાર ન સેવે;
નામ સાધુને આવરણ ટળે હાં. ૮
મહા ભક્ત તો કેને કહીયેરે હાં,

આપે તે પોતે અજાચી રહે;
પ્રેમ કરીને પરમારથ આદરે.
પોતાનું પુન્ય લઇને ગુરૂજીને સોંપે:
મહારે ભકત તો તેને કહીયે હાં. ૯
મહારે સતી તો કેને કહીયેરે હાં,
સતીરે હોય તે તો સતજ બોલેરે હાં;
અસત મુખથી ન ઓચરે,
નખથી તે શીખ સુધી તન મન હરીને સોંપે;
મહારે સતી તો તેને કહીએ હાં. ૧૦
પતિને તારી પત્નિ પછેરે તરે,
પતિ કહે તો પત્નિ મરે—પતિ કહે તો જીવે:
સાત ગોત્રને ચોરાસી છોડાવીને,
પતિને તારીને પત્નિ તરે હાં. ૧૧
ના સાધુ ને માંહે એમ બળ બુદ્ધિ.
ચૌદ લોકનું જ્ઞાન કથે,
પોતે પાળે ને ધર્મ એક રતિ;
નામ સાધુ ને માંહે એમ બળબુદ્ધિ. ૧૨
ધર્મ કરે ને કામ ન ઉગે હાં,
આંગણે મુનીવર આવે તારે અલખ આરાધે;
તેનાં ચરણામૃત લઇને શીર ધરે,
તે સંત મુનિ પોતાને મંદિર પધારે ત્યારે;
વાંસેથી અપકીરતી તેની આદરે હાં,

## ભજન. ૧૪ મું.

પુછે પુછે પાંચે પાંડવો સુણો રૂષીરાય,
ધર્મ તણો વિસ્તાર અમને કીજીએ હાં;
શીવ શક્તિ ચંદ્રમા સુરજની શાખે;
દ્રૌપદીનાં કાંકણ ભરીયાં—સદાશિવને હાથે.
ધાયો પાંડવ આ ધર્મને,

કહે રૂષી મારકુંડ તમે સાંભળો રાજા ધર્મ.
કરે પણ એમ ઉગે નહીં હાં,
મરજીવા પુરૂષ કેને કહીયે હાં;
પોતે જીવતા ને જેની વાસનાઉ મરીરે હાં:
કામ ક્રોધ અહંકાર જેનો નાશ પામ્યો,
આનંદ થકી ભજન કર્યા કરે.
માંન અપમાન જેણે દુર કરી નાખ્યું
મુખ થકી જેને નુર તરે;
બાવડે પકડી બહાર કાઢીએ તોય,
મુખ કમળ તેનાં તેજ કરે હાં:
એવા પુરૂષને મરજીવા કહીએ હાં. ૧૪
તેનાં પુન્ય ફળ નીપજે હાં,
હે રૂષી મારકુંડ સુણો ધર્મ;
મરજીવા અભીયાગત તો તેને કહીએ હાં;
સંત પુરૂષ તો તેને કહીએ હાં. ૧૫

બારે બારે માસને ચોવીશ પક્ષે;
અડતાળીશ અવતાર,
અખંડ એકાદશી અરૂ કરે કોટીક ક્રોડ,
તોયે ન આવે બીજના ધર્મ સમાન ૧
વાંચે વાંચે વેદને અર પઢેરે કુરઆન,
નીવાજ ગુજારે ટંક પાંચ;
મસીદે ચઢીને અરને મુલ્લાં પોકારે
તોયે ન આવે બીજના ધર્મ સમાન
જપે તપે જોગ મંત્રને સાધે સરોડા હાં, ૨
તમારાં તો સરવે અજ્ઞાનીમ;
મારા હરીજન સદા વિવેકી
તમને તુચ્છ માત્ર તે તો નવ ગમે હાં. ૩
આદી જુગાદીની હું દાસી તમારી રે હાં,
મારૂ અજ્ઞાન તે તો કેમ નવ ટળે;
પણ જે શેરીએ હું ડગલાં ભરૂ,
તો સંત છોડાવી મને પાવન કરે હા. ૪
અવિદ્યાનું અંગ લે તો સ્ત્રી તમારી રે,
તમારી સેવા મારા સંતને નવ ચડે;
પણ નુગરી નારી કદી ન આવે વડે,
ગુરૂના વચન તમારાથી નહી પળે હાં. ૫
આદી ને અનાદીની હું દાસી તમારી,

મારી સેવા સંતોને કેમ ચડે;
સાંજ સવાર તમારી સેવા કરતા પ્રભુજી.
તે તો નારી નરકે કેમ પડે હાં. ६
આદી અનાદીની હું દાસી અમારીરે હાં,
તમે સેવ્યા છે દેવ મોરારીને;
પણ સતગુરૂને શરણે ગીયા વગર,
તે તો નારી નરકે પડે હાં. ७
આદી ઉમૈયા અંગ છે તમારૂં હાં,
તેને પગે તમે જઈને પડો;
સમાધી ચડાવે અસામાન્ય,
ઉંધે મસ્તક મરને ધુમ્ર તપ સાધે,
તોય નાવે બીજના ધર્મ સમાન. ८
હજાર મુડા મરને લુણ પાણી વાવરે,
સુવર્ણ લુંટાવે મરને મેરૂ સમાનન,
કાશી કુરૂક્ષેત્રમાં મરને ગૌદાન દેવે,
તોયે નાવે બીજના ધર્મ સમાન, ९
બુધવારી આઠમને અમાસ એક કરોડ,
અવર વૃત તો કરે અનેક જાણું;
કહે રૂખી મારકંડ સુણો પાંચે પાંડવો,
બીજથી અવર ધર્મ શું વખાણું હાં. १०

ભજન ૬૫ મું.

લક્ષ્મીજી પુછે રે તમે સાંભળો ને કંથ મોરાર;

વિનંતિ અમારી તમે રૂદેધરો હાં હાં. ટેક૦
કઇલાસમાં જઇને તમે ભકિત કરો છોરે હાં,
અને અમ સાથે અંતર કેમ કરો;
આદી જુગાદીની હું દાસી તમારી પ્રભુ.
તે અમ સાથે અંતર કાં કરો હાં. ૧
ભકિતના ભાવમાં તો તમે નથી,
અસંખ્ય જુગનાં તીમર તમારાં ટળશે;
ને મારગ બતાવશે તુમને ખરો હાં. ૨
ત્યારે લક્ષ્મીજી ચોપે ચાલ્યા શંકરને મંદીરે આવ્યા,
હાથ જોડીને ઉમૈયા પાસે ઉભાં રહ્યાં;
પણ ઉમાજી કહે જાઓ લક્ષ્મી ઘેર તમારે,
નુગરીનું મુખ અમે જોતાં નથી હાં. ૩
તમે ઉભાં અમોને કુશલજ લાગેરે હાં
તેરે ઘડીએ શંકર અમોને તજે;
પણ આઘ હરીજનને ઘરે જાતાં,
તમે સંગે હો તો અમોને આદર ન કરે હાં. ૪
ત્યારે લક્ષ્મીજી આવ્યા હરીને દ્વારેરે હાં
ત્યારે હરીએ તો તાળી શીર ધરી;
પણ અડતાલીશ દીવસે સમાધી ખુલી,
જાઓરે લક્ષ્મીજી બોધ અમો નહી કરીરે હાં, ૫
ત્યારે લક્ષ્મીજીએ તપ આદરીયોરે હાં
ને બાર વરસની લાગી જડી;

ત્યારે બાર વરસે સનકાદીક સંત મળ્યા,
તમારૂં કહ્યું લક્ષ્મીજી અમે નહી કરીયે હાં. ૬
ત્યારે લક્ષ્મીજી અગ્નિમાં પેઠાંરે હાં,
ત્યારે સંતે ઉઠીને હાથ ગ્રહ્યો;
કહે રૂષી મારકુંડ સાંભળો રાજા ધર્મ,
આરે મારગ છે મરજીવા તણો હાં, ૭

## ભજન ૧૬ મું.

હે સંતો ઉમીયાને આશ્રમે નારદજી પધાર્યાં,
ત્યારે સતીએ સનમાન દીધાં;
રૂંઢમાળાના પ્રશ્ન પુછયાજી,
એવા ઉમાને ઉપદેશ દીધારે.
હે સંતો સતી ઉમીયાજી શીવજીને પુછે,
અમને ભકિત ભેદ બતાવો;
હે શીવજી અખંડાનંદ તમે કહેવાઓ છો,
મારે જન્મ મરણુ અવતારરે.
હે શીવજી ભકિત તણો અમને ભેદ બતાવોરે,
મારે રૂદીયે આવે ઇતબારરે;
હે શીવજી જાનવી ગંગા તમે જટામાં રાખોજી,
અને બાલ કેવાઓ છો બ્રહ્મચારી.
હે શીવજી નીજારી નારીને તમે વશ થયાછોજી,
તેનો પ્રેમરસ જોયો ચાખી;
હે દેવી તમે આ અંગ અજ્ઞાનનુંજી,

હે સતી બ્રહ્મા વિશ્નુ મહેશ મળીનેજી,
સતીનાં વચન સુણીને વિચાર્યારે;
હે શીવજી મહામંત્ર લઈ ઉમાને આપો આજી,
અમને વણુ મોતે શીદ મારો.
હે સંતો હરીહર હેતું હાથ જોડીનેજી;
હે સતી ઉમાને આશ્રમે આવ્યારે;
હે સંતો મહામંત્ર લઇ ઉમાને આપ્યોજી.
તેના જશ રાજા ધર્મે ગાયા.

તમને અજર પ્યાલો કેમ જરરી.
હો કુબેર ભંડારી કરી થાપ્યુજી;
તમને મહામંત્ર કઈ પેરે આપ્યું:
હે દેવી તમારા પિતાનું મસ્તક છેદ્યુંજી,
દક્ષ પ્રજાપતિ બેઠા કીયારે.
હે દેવી સતિરે સીતાનું રૂપ ધરીને,
તમે રામ રાજા કરી જાણ્યાજી;
હે દેવી ચઉદલોકના કર્તા હર્તાજી,
તેને પરિબ્રહ્મ તે નવ જાણ્યા.
હે શીવજી ભકિત આપો નીકર પૃથ્વી ઉથાપું,
હું તો જુગમાં કરૂં ધુંધુંકારરે;
હે શીવજી ચઉદે લોકને પ્રલે કરૂંરે,
રારને જાણે સરજનહાર.

# સીલદાસનાં ભજન.

## ભજન ૧ લું.

જીરે સંતોશીવરા મંડપમાં મારો સદગુરૂ બેઠાજી,
તમે આવોને મુનિવર મળીયે હાં;
મન કર્મ વચને માન તો મેલીનેજી,
આપણે ગન્થ તો ગંગામાં ભલીએ હાં.
જીરે સંતો; કલંકીનામ તે આપે સતગુરૂજીનુંજી,
ઇતો અગમ તણી ગત આપે હાં,
કૃપા કરો તો કરીને કોટી જનમનાજી.
એવા કર્મ બંધનને કાપે હાં.
જીરે સંતો શીવરા મંડપના ચરણામૃતનોજી,
એનો મહીમા માહેશ્વર જાણે હાં.
પ્રીતી કરીને પુછે પારવતીજી;
ઈતો વારે વારે શીવજી વખાણે હાં.
જીરે સંતો સાત મુક્તિનો મારગ તે મોટા જાણોજી,
ઇતો સતરે ધર્મના સુરા હાં,
જીરે સંતો ઓળખીયા તેતો અનભેપદ આપેજી;
ઇતો પરમારથ પુરા હાં;
જીરે સંતો સાત સાહેરને અડસઠ તીરથજી;
એક ધરમ બરાબર ન આવે હાં,
સતીરે ઉમાજી શીવજીને પુછેજી,

એવું અચરજ અમોને આવે હાં,
જીરે સંતો અન તો દાતાને અન તો ભુગતાજી
એવા અવ તો અલખને આરાધે હાં,
શીલદાસ કહે છે શીવરા મંડપનોજી,
એવો લક્ષાં અલખનો લાધ્યો.

## ભજન ૨ જું.

જીરે સંતો આજ મંડપ આનંદ વરત્યોજી,
તમે જતીરે સતી મળી જાગો હાં,
જીરે સંતો પ્રેમેરે ગુરૂજીના પાવ પખાળોજી,
અને તમે મનગમતા ફળ માગો હાં. ૧
જીરે સંતો પ્રથમ પારવતીએ શીવજીને પુજ્યાજી
ઇતો મુકિતના ધરમને માટે હાં,
જીરે સંતો ધન્ય ધન્ય બીજરે ધરમનું માતમજી,
ઇતો સાટવ્યું શીર સાટે હાં; ૨
જીરે સંતો બ્રહ્માને બ્રહ્માણી ઇશ્વરને પારવતીજી.
ઇતો પંચ રૂડાને વરવરીયાં હાં;
હંસ ગીતાનો હાર હારદ લઇનેજી,
ઇતો ધર્મ લાખેણો વરીયેહાં, ઇંદ્ર ઇંદ્રાણીને માટેજી ૩
જેણે ઓળખ્યા આદ્ય સ્વામી હાં,
જીરે સંતો અન તો દાન લઇને ઇંદ્રને કરાવ્યાજી,
ત્યારે વીક્ષની વેદના વામી હાં. ૪
જીરે સંતો વીરોચના રાજા બ્રહ્માની પાસેથી,

## ભજન ૧ લું.

-શબ્દો ચાલો તમે વચને માલો હાં, મુમના
તમે ખરી વસ્તીમાં ખેલો; ભાઈ ભલો ભાવનો મેળો. ટેક૦
પ્રથમ જુગમાં પ્રહલાદ સીધ્યા, જેણે હતધરમની કરી વાત;
રાણી રતનાવળે રોપીયો, ધન્ય ધન્ય ધર્મ નીજાર. ભાઇ૦
માતંગરૂષીને ઘેર પાટ માંડયો, અને રચીયો મહા જાગ;
નજીયા કારણ નીસર્યા, સતી તારા ને હરીશ્ચંદ્ર ભાઇ૦
રાજા જુધીષ્ઠર સહદેવ નીકુળ, અર્જુન ને વળી ભીમ;
શ્રીકૃષ્ણને રાણી રૂક્ષમણીનો. નજીયા ધરમના જામ ભાઇ૦
વામનરૂપે મારો ધણીરે પધાર્યા, બળી તણેરે દ્વાર;
ગુરૂ શુક્રાચાર્ય આવીયા, તું સરવે વસ્તુમાં હાર. ભાઇ૦
ઇંદ્ર બ્રહ્મા શેષ શંકર, નારદ ને વિદુર વ્યાસ;

રૂડો ધર્મ રૂદામાં ધાર્યો હાં,
પણ પાછુંરે વાળીને પુછી નવ જોયુંજી,
તારે હાથેરે કરી ભવ હારશો હાં. ૫
જીરે સંતો ભકિત ને ભોળાપણું ભેગુ ન હાલેજી,
અને તમે ચતુરાઈથી ભકતી ખોજા હાં,
સીલદાસ કહે છે આ છેલ્લો જનમ છેજ,
પજે જોગ મળે તે જો જે હાં. ૬

---

## શાહદેવ જોશીના ભજન.

નવે નાથને સીધે ચોરાશી એને નજીયા ધરમની આશ. ભા૦
શીવ સનકાદી ભર ભરથરી ધણી, ગુરૂ દત્તાત્રેય રૂપવાદેવ;
નવ જોગેશ્વર જનકવીદેહી, અને નજીયા ધરમની ટેવ. ભા૦
આ તો ધરમે અનેક તરીઆ; અસંખ્ય ને અપાર;
જે કોઇ એને ચરણે ગીયા, તે નર ઉતર્યો પાર. ભાઇ૦
નજયા ધર્માનો મહીમા મોટો, જીભાએ કહ્યો નવ જાય;
સંતને શબ્દે ગુરૂને વચને, સહદેવજોશી એમ ગાય. ભાઇ૦

## લાખાના આરાધ

### ભજન ૧ લું.

નાથ તમે તુળશીને પત્રે તોળાણા,
એવા ગુણ તો ગોવિંદના ગવાણા—ટેક૦
ઓડાણે બહુ નામીને શોભ્યા, ને બોલડીએરે બંધાણા,
કૃપા કરીને પ્રભુજી પધાર્યા ડાકોરમાં દરશાણા—નાથ
ગુગળી વાંસે ચોતવા ચાલ્યા, ને અધવીચસે અટકાણા;
વાવમાં વાલોજી આપ બીરાજે; તો સાન કરીછે સંતાણા—ના.
હેમ બરોબર મુલ કરીને, વાલ સવામાં તોળાણા;
બ્રાહ્મણને ભોંઠાપણ આપ્યુ સંતને વચને વેચાણા—નાથ.
મધ્યરે ગુજરાતમાં રચીરે દ્વારીકા વેદ પુરાણે વંચાણા;
હરી ગુરૂ વચને ગાયલાખો, જગત ભરીમાં જણાણા—ના.
જીરે જાગો તમે જતી સતીહાં બોરયુને જાળે સાથે મોલીયે

ઉજળા તમે દીલ રાખો,
કપટેથી ડરખો ને નેણથી નીરખો,
નાણાની પારખે તમે પરખો . જાગો તમે૦
એ જળે તેના શીખ બેસે કંથારમાં કાંરે પેસો,
નીકળતાં ઘુંચવાસે જીરે,
સુંવાળે તમે સુખી થાશો, કાંટામાં પાંખુ ગુમાશો,
આ છાની સાથે જે આચરશો જીરે. જાગો તમે૦
મેરૂથી તો મોટા રેણીરે કરણીના ખોટા,
પંડિત થઇને બેસે પાટેજી,
પોતાનું તો ઘર રાખી પારકા માલુને ચાખી,
અંતે તો કુડીયા કુટાશે જીરે. જાગો તમે૦
આરે ફાડું બારે જાશે કાઢીને કઢારા ખાશે,
ઘરની વસ્તુ નહી વેરાવેજી,
પછીં તારૂ પ્રડયુ રહેશે હેતે કરી આલો હાથે,
પછી તો પાછા પસ્તાશોજીરે. જાગો તમે૦
ભૂમી તો સમોભી કાવો વાળીને દશકે વાળો,
નમે નીત્યે ચડોને પીરવાણે જી સંતો;
મોતીડાની પાકી ઘરા નીપજી છે સાતે સરા,
આવ્યું છે ખળુંડુ ને લીઓને ભાવેજી. જાગો તમે૦
વાણી તમે જો જો વાંચી ગયા છે માંઇ હીરા ટાંકી,
ખોજ કરીને જો જો ખોળીરે ભાઈ,
પીતાંબર ચરણે જન લાખોરે બોલ્યા,

એવા સાચને ચડે રંગ ચોળે જાગો તમે જતી સતી હાં;
એવા જોત્યુંને ન વધાવો સાચે મોતીએ હોજી. જાગો૦

---

# લખમા માળીનાં ભજન.

જેને દીઠે મારાં નેણાં ઠરે, બાઇઓ અમને એવું કોઇ સાધનમળે
ઉદરમાંથી બુંદ પડે ને, ભગવત નામ ધરે,
નરક છોડીને ન્યારો રહેવે, અમર લોક વરે. બાઇઓ૦
ચાલતા નર ધરતી ન દુવે. જીવ થકી ડરે;
શબ્દ વિવેકી સુલક્ષણા, પુછીને પાવ ધરે. બાઇઓ૦
ત્રીગુણ પુત્રી શ્યામ સુનમાં, હો કર ઘાટ ઘડે;
આરે સંસારમાં સંત સુહાગી, બેઠા ભજન કરે. બાઇઓ૦
કાયા વાડીનો ભમરલો, સહેજે ઓડ ધરે;
ગુરૂજીના શબ્દ એવા છે, બોલે તો ખબર પડે બાઇઓ૦
વર્ષારૂતુનો હેમજ પોપટો, નીરમાં નીર ભરે;
લખમાના સ્વામીને સંગરે રમતાં, સ્વાતીના બુંદ ખરે. બા૦

## ભજન ૨ જું.

તારી અકલકળા નવ જાણી મેરે દાતા;
અકલકળા ન ઓળખાણીરે જી. ટેક૦
પ્રથમ તો પેદા કરીયાં, પવન જળ ને પાણી હે જી;
બહુ નામી તારૂ બીબું બીરાજે, અનમે રમતો આણી મે૦
એક બાડો બીજો બોબડો, એક દેવ દુજો દાણી હોજી;

## ભજન ૩ જું.

બીના ભેદ બાહીર મત ભટકો, બાહીર ભડકે નહીં કાંઇ;
અડસઠ તીરથ અહીં સમજી લે, કર દરશન કયામાંહી,
દેવા દરશન તારી દેહમાં હોજી ટેક૦
નિત્ય નિત્ય જાગ્રત રહીકે નિરખો, હીરા પદારથ હે આંહી;
ત્રિવેણીકે નીરજ ઉપર, જળહળ જ્યોત્યું જલે માંહી. બીના
પંડ માંહી પુરૂશોતમ બીરાજે, ગુફામાં ગોરખ વાણી;
જાંગ જટા જગદીશ બીરાજે. કાયકા કીરતાર ધણી બી૦
ચિત્તમાં ચતુર્ભુજ સોહાવત, સભર ભરો કાયા માંહી,
હૃથ સમજ હસ્તાનાપુર નગરી, પાંડવ પાંચ વસે માંહી બી૦
માથું તારૂં મથુરા નગરી, કાન ગોપી ખેલે માંહી;
કરણુ બન્યા કનકાવતી નગરી, રોમરોમ રાવણુ માંહી, બી૦
મુખ તો માન તુમકા મદીના, કબર બની તાપર ભાઈ;
દો કરજોડી લખમણુ બોલ્યા, આકી શીવકું દેખતેહીં. બી૦

## ભજન ૪ થું

વરતી વસોકે બનમેં યોગેશ્વર, તત્વ એક પાયા તન મેરેજી.

એકને માથે ચમર બીરાજે, કુબ્જે ભરે ઘર પાની. મે૦
રાજતો રાવણકુ દીજે, જરા મરણ નવ જાણીરે હોજી;
ઘડી પળમાં લંકા પરજાળી, કહેવા ન રાખી કાણી, મે૦
સુરતા રાખેતો એક શબ્દ સુણાવું, વેદની સુણાવું વાણી હોજી
હો કરજોડી લખમણ બોલ્યો, અનુભવે રમતો આણી. મે૦

તીરથ જાય નર કરે તપસ્યા આતમજ્ઞાન ભુરે આગમ પેરેજી;
દુનિયામાં દેવળ જઈ નિહાળ્યા, અસલ દેવ નહિ કિનમેં.
ભણતા ભુલ્યા તેને વેદ વખાણે સબદીન લાગવાકું તન મેરે હોજી
શબ્દ પીછાના વાકુ સબ સુખ અપીયા, અસલ દેવ એક ઉનમેં.
નિરગુણ સંત જાત બીન બોલી, રેના ઉનમુન ધુન માંહીરેજી;
અકળ ગુરૂકા અખંડ અખાડા, ભાવે ભજો નમે ઉનમાં;
આંતર તત્વમેં અકળીત રેણા વસ્તી૦
મળી જાય પરીબ્રહ્મમાં હોજી, કહે માળી લખમો હું વારી;
બલીહારી દરસ્યા દેવ ગગનમાં, વસ્તી૦

## ભજન ૫ મું.

આણે અમર પુરૂષ પધાર્યા મેરે દાતા,
જેણે અવર પુરૂષ પધરાવ્યા મેરે દતા,|ખલકી ગુણ બનાયાજી
બીજ વરખમાં વરખબીજમાં, થાણા ઠીક લગાયા;
ખંડ નવાલે ખેડ નીપાયા, તો કુબુદ્ધિ કપાસીયા નીપાયામે૦
સુખમણા નારી સુતર કાંતે, સુરતા તાર મીલાયા;
તીન ગુણીકા નહી ભરાયા, પાંચ તત્વ કે તાણા. મે૦
બડા કબીરસાબ વણવા બેઠા, હરદમ તાર મીલાયા;
વણતાં વણતા નવ માસલાગ્યા તે પચરંગી રેજા નીપાયા મે૦
સત સુઈકી શબ્દકા ધાગા, સીવણવાળા કીરતારા;
ટુકડે ટુકડે ભેધા કીધા, તો સાણુ ખુબ લગાયા. મે૦
ગુરૂ હમારા સતકા જ્ઞાની, જુના પીર જગાયા;
હાથ કર જોડી લખમો બોલ્યો, તો અંતે રેજા ભેળા, મે૦

## ભજન ૬ મું.

સુન શીખરપર સતગુરૂ, અનભે નોબત અધર જરે. ટેક૦
નાભી કમળમે નાથ નિરંજન, સુસ્ત સુરત અશમાન ચડે;
કેવળ નામરા કરો પીછાના, જરા કરમ તુને નહિ અડે. સુન૦
તખત મેરા માન સરોવર, અગમ વસતા ઉન મિલે;
દશમે દ્વારકા દેખો તમાસા, જલજલ જ્યોત અખંડ જલે. સુન.
ખોજ કરો દીલ ભીતર ઘટમાં, જમી અસમાનજ એક ઘડે;
પાંચ તત્વકા બન્ધા પુતળા, મૈરમ સતગુરૂ માંહી મળે. સુન.
બાળક હો બંદગી કરી લે. સંત ચરણમાં સાન મીલે;
અમર પુરૂષકુ યાદ કરી લે, જનમ મરણુકા ભેદ ટળે. સુન૦
ગુરૂ મુંખ કોઈ ગોતી લેના નર નુગરાને નહિજ જડે;
દોય કર જોડી લખમો બોલ્યો, ખોજ કરોતો ખબર પડે. સુન૦

## ભજન ૭ મું.

દીન ઉગે પગપેની નીરખ લે, હીરા પદાર્થ દિલ માહેજી. ટેક૦
નળાજટે નળરાય વીરાજે, ખટ દર્શન હ્રદયા માંહી:
કહે પુંજલ તમે સુણો દેવતાઈ. વાર વાર પુછો કાંઈ. દીન૦
અડસઠ તીરથ અઠે બટાઈ હર્ઈ, દેવા દરશાન હે દીલ માંહી;
જાંગ હેઠે જગનાથ બીરાજે, કમર ઝારી કેદાર માંહી. દીન૦
નાભી કમલમેં નકલંગી વાસા, જાપ જપે અજંપા ત્યાંહી;
છાતી બીચ શી[illegible] બીરાજે [illegible] દેહી માંહી.
ભુજાજટે ભુજરાજ બીરાજે. [illegible] દરશાન પોચા માંહી. દીન૦

## લાલદાસનાં ભજન.

સોહી રામ રામ કેરે મારા આત્માના આધાર;
ભરમના ભાગેરે કાંઈ દર્શ કરો દેદાર. ટેક૦
મોહ માયા મુરખ મલકાવે, અંધા કરે એહંકાર,
નુગરા નર તે શબ્દ ન માને ધણી વણુ ખાસે માર.
લેખાં તો લેશેરે કાંઇ ખુની ખરેખરા. સોહી૦
સેવા સમરણુ કોઇ કોઇ જાણે કરે કુટુંબસે કામ.
ભકિત ન ભાવે સાધુ ન મેલે. કેમ મળે શ્રીરામ.
કુડ કાઢીને રામ નામ જપો જરા. સોહી૦
દીધાં દાન અમરાપર મળશે; સરશે કાજ અપાર;
હજુરમાંથી હુંડીજ મળશે કાંઈ ન લાગે વાર;
લાલદાસ સમજેરે સાધુ જે ખરેખરા. સોહી૦

## લીલમબાઈનાં ભજન.

કાચી રામ કોણે ઘડી તારી કાયા.

હાથ હથેલી હસનાપુર નગરી, માણેક ચોક રચીયો માંહી;
પાંચ આંગળીઓ પાંચ પાંડવ, રાજ કરે હસ્તીનાપુર માંહી.દી૦
જીભા જપે જેમ જપે અજવાળા, જોત જલકે વરેહ મંડપમાંહી
મોઢું તારૂં છે મક્કા મદીના, કબર બની આ દેહી માંહી.દીન૦
માથું તારૂં છે મથુરા નગરી, ચાર પહરથ દેહી માંહી;
કાન તારા કનકાપુરી નગરી અલેક બોલે આપ માંહી. દીન૦

ઘટમા ચાંદોને ઘટડામાં સુરજ, ઘટડામાં નવલખ તારા. કા૦
ઘટડામાં એરણ ઘટડામાં ઘમણ, ઘટડામા ઘાટ ઘડાયો,
ઘટડામાં આંબોને ઘટડામાં કેરી ઘટડામાં વેદ ન વારો કા૦
ઘટડામાં વાડીને ઘટડામાં કયારો, ઘટડામાં પવન ને પાણી,
ઘટંડામાં તાળુંને ઘટડામાં કુંચી, ઘટડામાં ખોલવાવાળો કા૦
ઘટડામાં ગંગાને ઘટડામાં જમુના, ઘટડામાં તીરથ નાયા.
ગુરૂનેવચને બેલ્યા લીલમબાઇ, સાચા શબ્દ લાગ્યા પ્યારા કા૦

## હોથીનાં ભજન

### ભજન ૧ લું.

વાલમ એવી વરેહનીરે નીશા તુને કયાંથી મળી,
આ રંગ શેનોરે બીજે બીજી ભાત પડી. ટેક૦
આતમ ચિન્હ વિના આત્મા જુઠડું બ્રહ્મ જ્ઞાન,
ભકિત તણો તુને ભેદ ન લાગ્યો પચી મેલે હુસાની પ્રાણ-
થકી થઈનેરે કાંઠે ઓલો કાઢે હડી. વાલમ૦
નટવો થઈ નાચે ખેલે, બેસે વાસે ચડી,
આપેલ સુકયો આતમ પછે અધવચ રહ્યા છે અડી;
જોગ નવ સાધ્યોરે ખેલ આવ્યો ખરાખરી. વાલમ૦
સંતને સુરા સનમુખ રહે છે જેને સાચી રામ સગાઈ,
પુંરવના નર પ્રગટ ખેલે નિત્ય નિત્ય અધિક સવાઈ.
રણવટમાં ચડજોરે હાથે લઈ જ્ઞાન છડી વાલમ૦

નિત્ય ઉઠીને મારે નાહવા જવું તરવેણી ટંકશાળ;
દાસ હોથીને ગુરૂ મોરાર મળીયા, શામળે લીધી ભાળ;
કરૂણા વાલે કીધીરે કુબુદ્ધિને કીધી પરી. વાલમ૦

## ભજન ૨ જું.

ગત્તિ મારી રામ ચરણમાં લાગીરે,
સુરતી મારી સાધુ ચરણમાં લાગીરે;
તણે મારી ભવની ભાવટ ભાગીરે ટેક૦
સતગુરૂએ મને શબ્દ સુણાવ્યો, રણુંકાર રઢ લાગી;
તખ્ત ત્રીવેણીના તીર ઉપર, મોહન મોરલી વાગીરે. તેણે૦
ઘણા દિવસ થયા મન મસ્તાનું ફરતું, દીલડે ન જોયું જાગી;
પુરૂષ મળીયા મુને અક્ષર અજીતાં,
જ્યારે સુરત સુનમાં લાગીરે.
દયા કરીને મન ડોલતું રાખ્યું, તૃષ્ણા મેલાવી ત્યાગી;
સતગુરૂ આગળ શીશ નમાવ્યું,
ત્યારે બાવડી પકડી લીધી આઘીરે. તેણે૦
સતગુરૂએ મુને કરૂણા કીધી, અંતર પ્રેમ પ્રકાશી;
દાસ હોથીને ગુરૂ મોરાર મળીયા,
ત્યારે તુટી જમડા કેરી ફાંસીરે.

---

# શીવાનંદ--કાફી.

કાળા રાજા કોપ્યોરે, ચાંપે આવ્યો ચડી ચડી;

# વિશ્વનાથનાં ભજન.

## ભજન ૧ લું.

મેલી ગોદડી સંતો બાઇ ધોઇ લેના,
ઉજરી કર રખના હીલકી ભ્રમણા છોડી દેના;
તમે ઘેર જાઓરે ધુતારા તમે ઘેર જાઓરે ઠગારા;
ગોદડી અલખ તારા નામની. ટેક૦
સંતો ભાઇરે ક્યાંથી પવન પધારીયા પશ્ચિમસે આયા પાણીરે

કાયા ગઢ ઉપરરે, કો જુઓની આડી આડી. ટેક૦
કાળ કેશ શ્વેત સહુ કીધા તે તો તંબુ જાણે,
ચોપદાર જે જરા જરાનર પુગ્યો આવી પ્રમાણ;
આવરદાના વર્ષોરે ઘટાડે તારાં ઘડી ઘડી. કાળ૦
પાવાગઢને થડથી પાડયો, ભુજનો ભાગ્યો ભર્મ,
પેટલાદનું લુટયું પરગણું ચુસી હાડને ચર્મ;
કાન કેશરે પાયા ગયા પડી. કાળ૦
કંતલપુરી ડગવી નાખી ખળભળાવ્યું ખંભાત,
દેશ દેશમાં બંડ મચાવ્યું જુલમ કર્યો પ્રખ્યાત.
જીવાજીને ઘરેરે કે જમડે આવી નડી કડી. કાળ૦
જપત કરીને જીવને જમડા લઈ ચાલ્યા ચડી ચોટ.
વીવાનંદ કહે સત સંગ ન કીધો તેણે ખાધી મોટી ખોટ
નીચ તણી સંગતરે નીચે અંગે નડી નડી. કાળ૦

ક્યાંથી આવ્યું તે પાણીરે કહાંસે આઈ સુહાગણ સુંદરી,
કહાંસે કાયા બંધાણીરે. મેલી૦
સંતો ભાઈ ઉતરસેં પવન પધારીયા;
ઇંદ્રસેં આઈ સુહાગણ સુંદરી તબસે કાયા બંધાણીરે મેલી૦
ઉંડા કુવારે મુખથી સાંકડા માંહે નવ નેજા પાણી;
સુગરા હોએતો ભર ભર પીવે નુગરા જાયરે પીયાસા મેલી૦
ઉના ઉના આધણ છણછણે માંહી ઓરેલ મુંગા;
સુગરા હોયસો રીઝી રહેને નુગરા રહેજ કોરી મેલી૦
તેલ કડાયામાં કડકડે માંહે દીસે છે ચંદા,
દીસે પણરે દાઝે નહિ, જેને સંગરે ગોવિંદા. મેલી૦
દીલકી બની સંતો ગોદડી, માંહે પ્રેમકા ધાગા;
સંત પુરૂષ દરજી ભયે, કૃષ્ણ શીવણેકું લાગ્યા. મેલી૦
બોલ્યા વિશ્વનાથ દરશણી, બોલ્યા અમૃત વાણી;
આરે વાણી આગમ તણી, કોઇ નર વીરલે જાણી. મેલી૦

## ભજન ૨ જું

કહાંસે આયે કહાં જાયગા, ખોજ કરો અગમ ઘરકી;
મીલે સદગુરૂ સાન બતાવે, બોલ હેવે અંતર ખડકી. ટેક.
તીલક છાપ ધરમાળા મુદ્રા, તીરથ વ્રત ભરે ભટકી,
ગાય બજાવે લોક રીઝાવે, ખબર નહી અપને ગટકી કહાં.
બાહીર બગ ધ્યાની હો બેઠા, અંતર સુરત ચલ ઘટકી;
ઉપર ઉજીદા બતર ગંદા, મન મેલો મછલી ગટકી કહાં,
કાજી કુરાન કીતાબ બખાને, જીવ જતો કરતા જટકી;

હરદમકી હીકમત નહી બુજે, પકડી, મુરગીકી પકડી. કહાં
હિંદુ તુરક દોનુ ભુલે, ખટપટ નહી તારી ખડકી;
જોગી જંગમજતી સંન્યાસી, લાલચ માંહી રહ્યાલટકી કહાં.
તિના સમજ સબ જીતની નદારે ચિંતનકી ન લહે ચટકી,
વિશ્વદાસ બેહદકે બાસી, આવરણે ન રહે અટકી. કહાં;

# રવી સાહેબનાં ભજન.

## ભજન ૧ લું,

નેડલો કરીએ કોઇ, સાચાની સંગાથે;
વરીયે શામળીયા, વરની સાથે નાના—ટેક૦
હંસલોને બગલો બેઉ જનમ સંગાથી બેઉ ચાલ્યા એકવાટે
હંસલાને જોઇએ, મોતીડાનો ચારો (૨)
બગલો મોહયો તેની સાથે, નાના—નેડલો.
ચોરને સાહુકાર બેઉ જનમ સંગાથી, બેઉ ચાલ્યા એકવાટે
સાંજ પડી સાહુકાર સુઈ ગયો (૨)
ધનડા ચોરાણા મોડી રાતે, નાના—નેડલો.
સત્સંગ વિના સુધરે નહીને, તાળી ન પડે એક હાથે,
બોલ્યા રવીદાસ ગુરૂ ભાણુ પ્રતાપે (૨)
એ તો વેદ વચન પ્રમાણે, નાના—નેડલો.

## ભજન ૨ જું.

તુંને રણિયે રમતા ભાળ્યોરે, મરમછે જીણોરે જીણોહોજી, ટેક
આગળ છાયા તારી પાછળ છાયા, છાંયાછે તમારૂં રૂપ;

એક છાયામાં ઝુપાઈ કરી બેઠા,
સતગુરૂ સાંઈ છે બારો અનુપ. મરમ છે૦
આપે ચલાવે બાવો આપ ચલાવે, ઝીણા મહાલો ઝીણોરે
મન હંસલી ફરી કરી લે પરીક્ષા ભાઈ,
તે તો નાદ બુંદસે ન્યારા. મરમ છે૦
અવિનાશી છે અનેક છે રૂપે, બાળક થઈ બોલેરે;
એરે બાળક જ્યારે ઢાલીયે પોઢયા ભાઈ,
સેજે તાળાં ખોલ્યાંરે
સંસાર સાગર મહાજળ ભરીયો,
ખેલતા રસ આવ્યો; ઘણો સારોરે
કહે રવિદાસ સંભા ભાણ પ્રતાપે ભાઇ,
ત્રણ ભુવનથી વેગવારોરે. મરમ છે.

## ભજન ૩ જું.

હમ યોગી સો રહે એકલા,
સતગુરૂ ભાણ જ્ઞાનીકા ચેલા. ટેક૦
સતગુરૂ આગે કરી લીના,
સતગુરૂ વિના મન રહે બહુ દીના હમ યોગી૦
હરદે જ્ઞાન ગુરૂ પ્રગટાના;
હમહી મીટે હમ રહે નિદાનાં. હમ યોગી૦
હમ નહી થાવર જંગમ કરમાં,
હમ નહિ જાત વરણ આસરમાં. હમ યોગી૦
હમ નહિ પૃથ્વી પવન નીર નત્વા;

## ભજન ૪ થું.

કે જાગંદા કોઇ ચેતંદા સચનેકે બુદ્ધિ સમજ. ટેક૦
એક દીન જાગે દો દીન જાગે, કહા ભય સ્વપ્ન ઘેન મદમાતી;
જેસા ચંદા બીજકા પ્રગટ્યા, ફેર અંધેરી રાતી. કોઇ૦
ગાવે બજાવે કરત કીલોલા, કલેજે ન ચડયા છેધા;
જેસા પથ્થર પાણીકે માંહી,કહેથી ભીતર નવ ભેધા, કોઇ૦
મારગ વંકા કર લે ડંકા, નહિ કાયદકા કામા;
સત્ય શબ્દ સતગુરૂકા ગ્રહીશ. દેખ તપાસી નામા. કોઇ૦
સમજો નાહ સકગુરૂકી સાના, નિરખ્યા નહિ નીરાઇ;
ખુબ કરી દીલ ખોજા નહિ, ઉઘડયા નહિ કપાઇ. કોઇ૦
રવીરામ કહે ભાણુ પ્રતાપે. સમજ સમજ મન મેરા;
ચુકયા ચોરાસી ભ્રાત ફીરેગા; ખાયેગા હેરા ફેરા. કોઇ૦

## ભજન ૫ મું.

પ્યાલો મને પાયોરે, ગુરૂએ અતી પ્રેમ કરી;

હમ નહિ કભી સૃષ્ટિ ન સત્વા. હમ યોગી૦
હમ અવસ્થાકન વેહ ન વાણી;
ચારૂ દેહે નહિ પરમાણી. હમ યોગી૦
હમ નહિ જ્ઞાન ધ્યાન તપ કરણી;
શારદ શેષ શકે નહિ વરણી. હમ યોગી૦
હમ નહિ મધ્યમ ઉગ્ર સરૂપા;
રવિ રામ નહિ છાંયા છુપા. હમ યોગી૦

પરીબ્રહ્મ ભાસ્યારે, અદ્ભુત સફળ ફળી. ટેક૦
સતગુરૂએ શ્રવણ રસ રેડીયો, ચોંટયો રૂદીયા માંહી;
સાંધે સાંધે સંચર્યો, ઉન મુની રહ્યો ઠેરાઈ.
સુરતા સુનમારે, પાછી નો ઉતરે ફરી. પ્યા૦
કથણી ને ભક્ણી સરવે છુટી, કેના ગાવાં રહ્યાં ગીત;
બોલણુ હારો આપે બોવાણો, આપે આપ અદ્વૈત.
પારો ગળી પાણીરે, હેતુ તેમ રહ્યું ઠરી. પ્યા૦
લોભ લાલચ મમતા ને માયા, આવરણ થઇ ગયાં અસ્ત;
નવ પંદર અંતદ અભ્યાસે, મટી ગઈ પીડા સમસ્ત,
નજરે ન આવેરે વિના એક દુજા હરી. પ્યા૦
દુધ સાકર ગળીરે ગળામાં, સમજ સમજ મુસ્કાઇ;
રવીરામ રસ કહે કુણસું, વસ્તુ વણજી જીભ્યાઇ.
ઘટો ઘટ બોલેરે સ્વાંગ તો અનેક ધરી. પ્યા૦

## ભજન ૭ મું.

દલ દરીયામાં અખંડ દીવો, દેખ્યા વિના મન મારૂ ડોલે;
ભ્રાંતિના ભુલા ભનો ભવ ભુલા,
સતગુરૂ વીના તાળાં કોણ ખોલે. ટેક૦
ગગન ગુફામાં ગુપ્ત ને યોગી, બાર બાવન ઉપર બોલે;
નુરતી ને સુરતી કોઈ સંત ખોલે. દલ૦
આ કાયામાં રતન અમુલખ. વસ્તુ ભરેલ માંહે વણ તોલે;
સોહંમ શબ્દકા કરી લે ગુજારા.
મે રામ સતગુરૂ માંહે બોલે, દલ૦

પ્રીત જેની હશે પુર્વજનમની, ભુવા ધરમ અનાથ બેલે.
શેલી સંધ્યાના ચેતો મેરા ભાઇ,
ફળ આવ્યા જેમ વૃક્ષ વેલે. દલ૦
જેણે લખાવ્યાં ધણી હજુરમાં, અબતોરે જીવ હવે કેમ બીવે.
કેહે રવીરામ ગુરૂ ભાણુ પ્રતાપે,
અજર પ્યાલો કોઇ સંત પીવે. દલ૦

## ભજન ૭ મું.

દલ દરીયામાં હમેશ નાતાં, કાદવ કપડાં કયું ધોતાં;
પતિવૃતા ઘર નાર પદમણી, ગુણકાસે મન કયું મોહતા ટેક૦
હંસા હોય તે હીરા ચુગતહે, ઓર અહાર નહી ખાવે;
મોતી વીના ચાંચ ન ખોલે મુનીવર,
મરને જીવ નીકળી જાવે. દલ૦
શ્રદ્ધા સરાવતાં કઇક જુગ વહી ગયા, મુવા બાપકો કયું રોતા;
આવ્યાને આદર નહી દેતા, મુવા પછી મુખ કયું જોતા દલ.
નદી કીનારે બગલા ચુગત હે, અપરાધી મછલી મારે;
કરમહીણાઓ કાંઉ ન જાણે, કહોને ગુરૂજી એને કેમ તારે. દલ૦
ખાવે પીવે ને મારે ખાસડે, માલ મુરખા કયું ખોતા;
ઉગે ત્યાં કબુ નથી વાવત, ઈંઆરે બી કયું બોતા. દલ૦
આંબ વૃક્ષકી છાંયા તજીને, આક વૃક્ષ પર કયું સોતા;
હંસ સભામાં કબુ ન બેસતા, બગલા સાથે ખાવે ગોથા. દલ૦
કરી લેને બંદગી સાચા સાહેબની, અમર રેહવે તેરા નોતા;
કહે રવીરામ ગુરૂ પ્રતાપે, અવસર રહ્યા નહી હોતા. દલ૦

## ભજન ૮ મું.

એવા સતગુરૂ નોંધારાના આધાર,
એવા એકલના બેલીરે ભાંગ્યાના ભેરૂજી. ટેક૦
શ્રી કૃષ્ણ જેદી ગેડીદડે રમવા નીસર્યા,
તેદી ભુપત સઘળા એના ભેરૂરે;
દડુલો હોડાવીને નાખ્યો જમનાજીમાં,
તે દીનથી લેવાના લાગ. એવા૦
હરીયે હરણ્યાકંસ હાથે રમાડયા,
તેદી અંત પ્રહલાદ હતા એને ચોરરે;
પ્રહલાદ કારણ થંભ ધગાવ્યો,
તેદી થંભ તો દીધા હરીએ ઠારી એવા૦
સતીરે દ્રોપદીજીનાં ચીર હરાણાં,
તેદી દઈવ્ય દુશાશન એનો હેરૂરે;
નવસો નવાણું વાલે ચીર તો પુર્યાં,
તેદી એકને ઉતારી દુજા ઓઢયાં. એવા૦
કોલવે ભકતે પગના કટકા કીધા,
તેની ધ્યાન તો ધરવું એની રાતેરે;
કોલવા ઉપર વહાલે કરૂણા કીધી,
તેદી દરશન કારણ દેરી ફેરી. એવા૦
આરે વખતે એવા માનવી થઇ ગયા,
તેદી લાલન રાખ્યો જબર મેરૂરે;

કહે રવી રામ સંતો ભાણુ પ્રતાપે,
તેદી ભગવત રહેજો મારા ભેરૂરે. એવ૦ ૭

### ભજન ૯ મું.

રામ ભજન વિનારે,
પાર ન પડીએ પ્રભુના સમરણુ વિના;
આ કાયા ધુતારાના શહેર છે. ટેક૦
આવ્યો તો ત્યારે તું તો, શી બોલી બોલતોરે;
બોલી બોલીમાં ઘણો ફેરછેરે ભાઇ ફેર છે;
સુખરે સંપતમાં તુંતો શું ફરે લોભાણોરે,
રામના ભજનનું તારે વેર છે. રામ૦
સાધુ ભયા ત્યારે શુંરે થયું રે,
પ્યાલા પ્યાલામાં ઘણો ફેર છેરે ભાઇ ફેર છે;
છીપમાં ઉપજે એવાં સાચાં મોતીડાં,
મોતીડે મોતીડે ઘણો ફેર છે. રામ૦
મોટપ તારી તે તો ઘડીએ ન છોડીરે,
તારી મોટપ તુંને વેડશેરે ભાઈ વેડશે;
હુંડીશું કમાણું તારી ચોપડે ચડસેરે,
લેખાં લેવા હરી તોડશે. રામ૦
કહે રવીરામ તારા ભજન વિનારે,
દીધા વિના ક્યાંથી પામશો ભાઇ પામશો;
સાચે દલે મારા પ્રભુજીને સમરો
એ ધણીની ઘણી મેર છે. રામ૦

## ભજન ૧૦ મું.

જાગોને મન ચેતો આતમરાય,
દેખોને નજર પાછળ ફરી,
ઘડી ઘડીના ઘડીયાળા વાગે,
કાયાનો ગઢ તારો લેશે ઘેરી. જાગો
માતને તાત તારાં કુટુંબ કબીલા.
બેની બાંધવ સુતની કચારી,
તેમાંથી તારી સંગ નહી આવે,
ન આવે તો ઘરની નારી. જાગો૦
દસ દરવાજા તારા બંધ કરી લેશે,
સમશાણ ચડસે સ્વારી;
આરેં કાયામાં ધુધુંકાર લાગી રહેશે,
જેમ આવે અસાડી ઘન ભારી. જાગો૦
એક દીન જમડા શહેરમાં ઉલટશે,
ચોકીદાર ઉભા ચોક ઘેરી;
પુન્ય વિનાના તારી પાસે ન આવે,
કોણ કરે વૃતી તારી. જાગો૦
તનમાં તપાસો તમે જુઓ વિચારી,
મનખા જનમ નહિ આવે વારી,
કહે રવીરામ ગુરુ ભાણ પ્રતાપે;
એકરે અલેક આશા તારી. જાગો૦

## ભજન ૧૧ મું.

દેખાદેખી તમે મત કરો ભાઈઓ, સતગુરૂકી ગતિ હે ન્યારી
નટડીના ખેલ રમો સે ગાનમાં ઘેર ડગંતા ભોંપર ડારી, ટેક.
સમજ્યા બીના નર સબ મલી ખવે, સોઇ ખપરમા એક આરી
જ્ઞાનં નજાણે ઇતો વીશે રસ માણે ઉદર ભર્યાના અધિકારી દે૦
જનક રાજાએ આતમ સીધા, રાજ કર્યું દુઃખ જાતે ટાળી.
એક હાથ ત્રીયા તન ઉપર, દુજો હાથ અગ્નિ જાળી. દે૦
કોઇ કહે કૃષ્ણ બાળ બ્રહ્મચારી સોળસે ગોપી પ્રીય વરેહારી;
કહે રવીરામ સંતો ભાણુ પ્રતાપે, એક ટેક મનમાં ધારી. દે૦

## ભજન. ૧૨ મું.

સંગત કીજીરે મોટા સંતનારે,
હાંરે ભાઇ જે છે હેત રહીત;
કરે ઉપાસનારે દ્રઢ સતગુરૂ તણીરે,
હાંરે ચોખાં જેના ચીત. સંગત૦
કામને ક્રોધ ને લોભને વરાયેરે,
સંતને જાણીએ શ્રી જગદીશ;
અંતર માંહીથીરે હું તું ટાળીયેરે,
સંતનેસોંપીએ નીજ મન શીશ. સંગત૦
હરીરસ માંહીરે રસ રૂપ થઇ રહ્યારે,
હાંરે સતગુરૂ સાચા રામ;
પાંચ પચીસ નેરે પ્રપંચ પારખેરે,
હાંરે એવો અખંડાનંદનું ધામ. સંગત૦

લેહેરને લગોરે આ તન વીષે,
હાંરે ત્યારે નારદ આવે હાથ;
આવરણુ સમાવીરે આદર કીજીયેરે,
હાંરે ત્યારે નેહ જણાવે નાથ. સંગત૦
ભકિતનો ધરમ છેરે નેહ કરમનોરે,
હાંરે કરશે તે વીરલા કોઇ;
શીશ ઉતારીરે સનમુખ થઈ વઢેરે,
એમ કહે પુરણુ પોકારી સોઈ. સંગત૦
દુગ્ધા રહિતરે માહાજન માલમીરે.
સત કરી કરીયે તેનો સંગ;
અભય તે કેવાય કરે અનુભવ ઉતારરે,
સત સત રવીદાસ પુરૂષ પ્રસંગ. સંગત૦

## ભજન ૧૩ મું.

સતગુરૂ સાથેરે બાઇ મારે પ્રીતડીરે,
સમજાવી સાન પુર્ણ બ્રહ્મ ભેદ. ટેક૦
કારજને કારણેરે બાઇ મારે સમ થયુંરે,
કરમ ભરમના કર્યા ઊચ્છેદ. સતગુરૂ૦
તન મન સોંપ્યુંરે સદગુરૂ ચરણુમાંરે,
પ્રેમે પીયુજીને કીધા હાથ;
બાહ્ય ભીતરરે રસીકવર રમી રહ્યારે,
નજર આગળથીરે નવ જાય નાથ, સતગુરૂ૦
અજાણુ હતી તે અનંત આવરણુમાંરે,

## ભજન ૧૪ મું.

સતગુરૂ બોલ્યા રે મસ્તક કર ધરી;
સેવક સાચી માને હી સાંખ. ટેક૦
પ્રગટ રહ્યું છેરે તારા પેટમાંરે,
દીલડાની દુગ્ધા કાઢી નાંખ. સત૦
આનંદ આણીરે અનુભવી ઓચર્યારે;
પામો તમે પ્રેમીજન શું પ્રીત;
જ્ઞાન વૈરાગ્યરે ભક્તરસ ભેટીયેરે:
અંતર રાખો નીર્મળ રીત. સત૦
શીલ ને સંતોષરે ક્ષમા બહુ રાખવીરે;
સાધુજન શું આધિનતા બહુ હેત.
બાળક સમજાવેરે રેવું તારે રેણીયેરજી;
વશ રાખો જીભ ઇંદ્રી સમેત. સત૦
જ્ઞાન ગંભીરરે રહીયે નીયમથીરે;

સતગુરૂએ પડલ કીધા દુર;
અહોનીશ જીવુંરે પ્રેમ આનંદમાંરે;
જ્યાં જોઉ ત્યાં હરી ભરપુર. સતગુરૂ૦
આવું ભુલીરે વરહે વીદેહીમાંરે;
પ્રેગટીરે પુરણ બ્રહ્મ જે શાખ;
શુદ્ધ વિચારતાંરે જેનું તે રહ્યુંરે;
અણુછતાં રવીદાસ નીરંતર ગાય. સતગુરૂ૦

કઠણુ વચનરે કથતો હરકત ધરીરે;
મોંના મીઠા દીલના જુઠા જાણુ;
હરીજન હંસારે તેથી અળગા રહેરે,
અવગુણુ કોના ન ધરે કાન. સત૦

તત્વના દર્શનરે આગે બહુ થાયરે;
તેનો કોઇ માણે હૈયામાં દોષ;
મન કર્મ વચને કોઈને દુભે નહિરે,
તે તો નર જીવતા પામ્યા મોક્ષ. સત૦

હરીરૂપ થાઓરે હરી હંસ નીહાળતાંરે,
જો હોય પુર્ણ હરી પદ આશ;
સંશય ન મટેરે વણુ સંત સંગતેરે;
ભાણુ ચરણે ભણે રવીદાસ. સત૦



જો મન ગંભીર છે દરિયાવ;
ઉલટી લહેરીરે ઘટમાં સમાવીયેરે;
માન ગાળી ટાળવો દેહ સ્વભાવ. સત૦

દીઠીને અણદીઠીરે કહે કોઇ અનુભવીરે;
સમજીને સમાસ કરે કોઇ સંત;
ત્રિવેણીમાં જઇને આસન કરેરે;
અનહદ સાંભળે નાદ અખંડ. સત૦

# રૂષીરાજનાં ભજન.

## ભજન ૧ લું,

પામર પ્રભુરસ તે શું પીયે, પીએ હરીનારે જન—ટેક૦
હરીગુણ ગાવામાં હોંશીલા, જગમાં હરીનારે જન;
ખર શુ જાણે ખીરને, મલકે ઉકરડે મન—પા૦
કાગ મોતીને શું કરે, મોતી ભરખે મરાળ;
પાન બીડાં શા પાડાને, પાડો શોધે પરાળ—પા૦
અંધા આગળ શી આરશી; સમજે છાણા સમાન;
બેહેરા આગળ શું બોલવું કેમ કરી ઉઘડશે કાન—પા૦
ભમરે ગીંગાને ભોળવી; બધો દેખાડયો બાગ;
જોતાં વાડીનાં ઝાંડવાં, ભાજ્યો વિષ્ટાનો ભાગ—પા૦
શ્વાન ના સમજેરે સંપમાં, અગણિત દેતાં ઉપદેશ;
નજરે ન્યાતીલા; ન્યબીને, દીલમાં દાખવશે દવેશ—પા૦
અન્નના ભોજન શા ઊંટને; રીઝે ઝાંખરાં જોઈ;
ઇંટડી વળગી અડાણમાં, પીશે પય છાંડી લોહી—પા૦
પુરૂષાતન ઇચ્છે પાવૈઓ, એકે ન મળે ઇંલાજ;
કાળી કામળને કીર્મજનો; રંગ ન લાગે રૂષીરાજ—પા૦

## ભજન ૨ જું.

પ્રભુરસ પ્રેમી જન પી શકે; હરીરસ હરીના જન. ટેક.
ઠરશે કંચનના થાળમાં ડુંગરી વાઘણનું દુધ;
ત્રાંબા પીતળમાં નહિ ટકે, સો વાર કરીએ શુદ્ધ—પ્રભુ.

સોમવલ્લી સંસારમાં; પચવે બ્રાહ્મણનો પુત્ર;
વામશે બીજી સહુ વર્ણ તે, શું થાય ધાર્યેથીસુત્ર–પ્રભુ
ખારા જળનીરે માછલી, મીઠા જળમાં મરી જાય;
ખાશે કુતરૂં ખીર તો ઉકલ, ઓચિંતી થાય–પ્રભુ.
અગ્નીણુ કેરારે ઇયળને મળશે ગોળેથી મ્હોત,
જખરૂતુ પામીને જવાસા, સુકાય શાખા થડ સોત–પ્રભુ.
આખા જગનીરે આંખ્યોને, સુરજ ઉગ્યે સુખ થાય;
ઉલુક જગતમાં અભાગીયાં, દિવસે કાંઇ ન દેખાય–પ્રભુ.
સેવે સાકરને શ્રીમંતો, કરવા સુંદર કાય;
ખર જો કાંકરો ખાય તો, જીવનું જોખમ થાય–પ્રભુ.
મોંઘા મખમલના મ્હોઢીયાં, મઢતાં બગડે પખાજ;
દઇને આટલા દાખલા, રચના કીધી રૂષીરાજ–પ્રભુ.

ભજન ૩ જું

વહાલીડા ચડજયો વ્હારેરે. બળવંતા બેલી;
કુપાસે બંધન કયારેરે; બળવંતા બેલી—ટેક૦
વાહાલાજી મારા નથી, આ વેળા કોઇ મારૂં;
છે શરણું એક તમારૂંરે બળવંતા બેલી–વહાલીડા.
વાહાલાજી મારા વડાઇ, આપની વિચારો;
અપરાધ ન જોશો મારોરે; બળવંતા બેલી–વહાલીડા.
વાહાલાજી મારા સગપણ, તમારૂં એક સાચું;
બીજુ તો સરવે કાચુંરે; બળવંતા બેલી—વહાલીડા.
વહાલાજી મારા પિતા, તમે ને તમે માતા;

સુંદરજી મારા ભ્રાતારે, બળવંતા બેલી—વહાલીડા,
વાહલાજી મારા તમે, છો દીન કેરા બંધુ;
શામળીયા ગુણના સિંધુરે, બળવંતા બેલી—વહાલીડા.
વહાલાજી મારા નબળી, વખતના છો નાણું;
જગ સરવે મિથ્યા જાણુંરે, બળવંતા બેલી—વહાલીડા.
શરણાંગત કેરી સંભાળ, સ્વામી છો લેનારા;
રૂષિરાજ હૃદયે રેહેનારારે, બળવંતા બેલી—વહાલીડા.

## ભજન ૪ મું.

શ્રીરામ કહેનેકી મઝા, જીસકી ઝબાપે આ ગયા;
જીવન મુક્ત હો ગયા, ચારો પદારથ પા ગયા–ટેક૦
લુંટી મઝા પ્રહલાદને, ઉસ નામકે પ્રતાપસે;
નરસીંગ હો દર્શન દીયા, ત્રીલોકમેં જશ છ ગયા–શ્રી૦
ઐસી ભીલન સીવરી, કીસ પ્રેમસે સુમરન કીયા;
પરમાત્મા ઘર આયકે, ઉસ હાથકે ફલ ખા લીયા–શ્રી૦
વાલ્મીક બડા અધમ, ઉસ નામકા સુમરન કીયા;
સતકોટી રામાયન કરકે, પ્રભુ પદાર્થ પા ગયા–શ્રી૦
સતકોટી કી તકસીમમેં, જબ શંભુને પાયા ઉસે;
જાપે કૃપા ઉનકી ભઇ, સદ્‌ગુરૂસે દર્શા દીયા–શ્રી૦
સબસેં બડા દરજા કીયા, ભકતોંકા ઇસ કલીકાલમેં;
નરસિંહકી હુંડી દ્વારીકામેં, શામળા શકરા દીયા–શ્રી૦
છા રેહી કીર્ત્ત બીમલ, રૂતુરાજસી સંસારમેં;
અબકે માનીંદ તુલસી, પ્રેમ રસ બરસા દીયા—શ્રી૦

## ભજન ૫ મું.

માયામાં મનડું મોહ્યુંરે પામર પ્રાણી;
પ્રભુ માંહે ચિત્ત ન પ્રેર્યુંરે, પામર પ્રાણી—ટેક૰
જીવલડા ઉંધે માથે, તું દશ મહિના ઝુલ્યો;
તે દહાડા હવે ભુલ્યોરે, પામર પ્રાણી—માયા૰
જોને લ્યા તું તો બળતો'તો જઠરાની ઝાળે;
ઉગાર્યો દીન દયાળેરે, પામર પ્રાણી—માયા૰
કરડતા તારી કાયાને, કૃમીઆ ને કીડા,
પસ્તાતો પામી પીડારે, પામર પ્રાણી—માયા૰
ખાટું ને ખરૂં તીખું, જનેતા તારી ખાતી;
તે થકી બળતરા થાતીરે, પામર પ્રાણી—માયા૰
મુંઝાતો મુખ આળા, તે ચામડાની માંહી;
ત્રીકમજી બેલી ત્યાંહીરે, પામર પ્રાણી—માયા૰
ગોઝારા તે તો મળને, મુતરમાં ખાધાં ગોથાં;
પુછાવી જોને પોથાંરે, પામર પ્રાણી—માયા૰
સંભાર્યાં સાતે મહીને, રૂષિરાજ કહે છે સ્વામી;
અલબેલો અંતરજામીરે, પામર પ્રાણી—માયા૰

## ભજન ૬ ઠું.

રે જીવ શું કરવા આથડે. પ્રભુની ગમ ગુરૂ વિના નહીપડે ટેક૰
ખોજ કરી નહી ખેવટીયાની, નવ બેઠો નાવડે;
તુંબડું લઈને હાથે તરતાં, અરણુવ કેમ આવડે—પ્રભુની૰
અંધેતાળાંમાં તેજ બળે પણ, દરશે દીવા વડે;

આંખ્યોનો આંધળો હોય પણ, અંધારે આખડે—પ્રભુની૦
શિષ્ય થયો નહીં શીલાટનો તે, થોર વિના થાપડે;
ઔષદ દે ઉસ્તાદ વિનાનો, શરીર આખું સડે—પ્રભુની૦
અખાડામાં અભ્યાસ કર્યા વિના, નહીં એ મલ્લ નીવડે;
દાંવપેચમાં દીલ દીધા વિણ, લાતમ લાતા લઢે—પ્રભુની૦
ગાન કળાના ગુરૂ મળ્યા વિના, તાલ ચુકે તાકડે:
રાગ તણું ઘર છેટે રહેશે, ઉંટ રાગે આરડે—પ્રભુની૦
વગર ભણે વાદીની વિદ્યા, રોપે પગ રાફડે;
મણી ખોળતાં ફણી મળે તો, ઉછળીને આભડે—પ્રભુની૦
રૂષીરાજ ભણતા રસનાયે, ચઉદે વિદ્યા ચઢે;
ગુરૂવિના ભણી સર્વ ગયો, પણ જાણ કુંચી નવ જડે—પ્ર૦

## ભજન ૭ મું.

જમ દે નિત્ય ઝપાટારે, કોઈ ચેતણહારા ચેતો. ટેક
ઠીઠીઠીઠી દાંત કાઢે શું, પળમાં બગડે પીઠી;
દીઠી દીઠી ઘણાની બગડી, ચડપ આવી ગઈ ચીઠી. જ૦
માતા પીતા જાણે સુત મારો, થાયે દીન દીન મોટો;
મોત નજીક આવેછે એકદીન, થાશે ખેલ ભાઈ ખોટો. જ૦
બંધુ જાણે બંધવ મારો, જીવે જુગોજુગ જોડી;
કાળ અચાનક આવી પકડશે, તરત નાખશે તોડી. જ૦
સોળ અંગ શણગાર સજીને, રોબડશા શું રીઝો;
એક દી લાલ વેરાગણ બનવું, વેષ બદલો બીજો. જ૦
દર્પણ લઈ શં મખડં દેખો. સમજો જમની શેહમાંઃ

એક દી કરશે કાગ કુલાહલ, ચડપ સુવાડે ચેહમાં. જ૦
દારા પુત્ર પરીવાર તજીને, જાવું મીલકત મેલી;
રૂષીરાજ રઘુનાથ વીના નથી, કોઇ બરાબર બેલી. જ૦

### ભજન ૮ મું.

જબરો કાળ ઝપાટોરે, માથે મરણુ બીક છે મોટી. ટેક૦
જંતર જાણો મંતર જાણો, જાણો તંતર ટાળા;
કાળ મહાબળ વાત મર્દ જયાં, ધરૂજી પડે ધારાળા. જ૦
વૈદ બોલાવો સૈદ બોલાવો. કરો ઉકાળા કુટી;
બુટી તે તો જરૂર ખુટી, હુટીની નહી બુટી. જ૦
ભોંયરૂં બોદો સીખો શરોદો, તત્વ વીચારો તાજાં;
નાડી ભેદ દહાડી રમો પણુ, વળશે ઉંધાં વાજાં, જ૦
જોશ જુઓ નિર્દોષ ભણીને, કોશ શુકનના કાઢો;
જમ કીંકરનો અજબ ઝપાટો, ગઝબ કરી દે ગાઢો જ૦
વેશ ઉતારો કેશ ઉતારો, દેશ ઉતારો દુજે;
પકડે આવી મોત પલકમાં, જીવડલો શું જુજે. જ૦
રોટી બદલો ઓટી બદલો, લોટી બદલો લાગો;
દર્દ મર્દને ગર્દ કરી દે, મોત મર્દ આખો.
ધર્મ ધરો અધર્મને મેલી, ખાંનેથી લ્યો ખેલી;
રૂષીરાજ રઘુના વિના નથી. કોઇ બરાબર બેલી. જ૦

### ભજન ૯ મું.

નિશ્ચે રેવું નથીરે માથે મોત ઝપાટો મારે. ટેક૦
ફાલ્યા ફુલ્યા શુંરે ફરો છો, જુઓ વિચારી જગમાં;

વણુસતાં કાંઇ વાર ન લાગે, રોગ ભર્યો રગરગમાં. નિશ્ચે.
હાટ ભરો ધનમાટ ભરો, ઘાટ કરો ભલે મોટા;
પાટ ઠાઠ સહુ ઘાટ આઠ પળ, પાણીતણા પરપોટા. નિશ્ચે.
જગ જગ મેવાડી મોડીયા, જગમગ દીસે ડગલા;
લાકડાની ચેહો લાગી, થયા ધુળના ઢગલા. નિશ્ચે.
ડહાપણ ડાહ્યા કોમળ કાયા, ઉડયા પલકમાં એ તો;
કેડામોરે વાર નથી કાંઇ, ચોંઈ કરીને ચેતો. નિશ્ચે.
કાશી કાશી અતી ઉદાસી, જંગલ વાસી જોગી;
કાળ જપટમાં ચપટ થયા કંઇ, ભાતભાતના ભોગી. નિશ્ચે.
મીઠી વાણી પુરા પુરાણી, જાણી વાતો ઝાઝી;
કાળ કોળીયા કરી ગયો, કોણ કીતાબી કાજી. નિશ્ચે.
સગાં સંબંધી રૂએ સ્વારથે, વનિતા રૂએ વરેલી;
રૂષીરાજ રઘુનાથ વિના નથી, કોઇ બરાબર બેલી. નિશ્ચે.

## ભજન ૧૦ મું.

પકડે કાળ પળમાંરે, કાંઇ અજબ ઝપાટો આ તો. ટેક.
જીવ વિચારે અભેદાન થઇ, મેહાન કરીને માલું;
કાળ વિચારે ખેદાન કરવા, જોગ મળે તો જાવું. પકડે.
ગડગડ ગડગડ નોબત બાજે, જબરૂં લશ્કર ઝાઝું;
ખડખડ ખડખડ કાળ હસેછે, કોઇ ભાળુ મારૂં ભાતું. પકડે.
ઘોડા નાચે વરઘોડામાં, જગ જગ જળકે ઝુલ્યે;
જોડે જોને જમડા નાચે; લાડકલાં શું કુલ્યો. પકડે૦
નારી સારી ઘરસુત્ર પુત્ર, જોઈ જીવડો સારૂં જાણે;

## ભજન ૧૧ મું.

હાંરે દેખો સખી ડોલરીયો કાલંદ્રીને કાંઠે ઉભોરે. ટેક૦

પ્રાણજીવન રૂડું પહેરીયું પીતાંબર હાં;
મોર મુગટ મનોહર ધરીયો. કાલીંદ્રી૦

વાંસળી વગડેને મોહ પમાડે હાંરે;
જુવો જાદુડાનો ભરીયો. કાલંદ્રી૦

ભીનેવાને પણ મલો શોભે છે હાંરે;
પેલે ગુંજાંના હાર કોઈએ કરીયો. કાલંદ્રી૦

વઢનારી નારીયો કહે છે વઢકારો હાંરે;
મને લાગે છે ડાપણનો દરીયો. કાલંદ્રી૦

માંકડા લઈને કાલે માંખણ માગવા;
હાંરે ફળીયામાં ઘેર ઘેર ફરીયો. કાલંદ્રી૦

કઈક વાર આંગણે નચાડું નાનકડો;
હાંરે પેલો કહાન કુંવર કેસરીયો કાલંદ્રી૦

કાળ વીચારે કુશળ કરવા ત્રાસ પડાવું ઠાણે પકડે.
જમાદાર સરદાર તૈયાર ત્યાં, છડીદાર નિત્ય ત્યાં બોલે;
અમલદાર બળદાર કાળતો ગણે તણખલા તોલે. પકડે.
રોબડ રીઝે નંગ રંગ જોઈ, અંગ બરાબર આપે;
ખલક મલક કુરબાન કરી દે, કાળ પલક જો કોપે.પકડે
દેહ આગળ પંચાળ કાળ ભય, શીખામણ આ છેલી;
રૂષીરાજ રઘુનાથ વિના નથી, કોઇ બરાબર બેલી. પકડે.

રંગીલો નાથ રૂષીરાજ કહે રૂપાળો;
હાંરે એતો આપણે કાજે અવતરીયો. કાલંદ્રી૦

### ભજન. ૧૨ મું.

જુઠું જુઠું જીવન ખરૂં જાણયમાંરે; જુઠું જુઠું ટેક૦
જુઠી જનની જુઠી જાયા જુઠી મોહ ભરેલી માયા;
કાચ કુપો છે કાયા, મમતા તાણમાંરે. જુઠું૦ ૧
સદાય તે છત કેની છાજી, તે દેખી શું થયે રાજી
આતશ બાજી આશા લાંબી આણયમાંરે જુઠું. ૨
ગગને જાગ્યો વાદળ ગોટો; પાણીમાં પ્રગટયો પરપોટો;
ખેલ બધો એમ ખોટો, મુરખા માણયમાંરે. જુઠું ૩
ધીરજ રાખી મનમાં ધારે, ભ્રષ્ટપણું છે તનમાં ભારે;
નરક ભર્યું નવ દ્વારે વપુ વખાણયમાંરે જુઠું ૪
ફેલ કરીને ફોગટ ફટકયો; મેશ્વરને ચરણે નવ અટકયો;
ભેદ વિના તું ભટકયો, ચારે ખાણયમાંરે. જુઠું ૫
પરખી લેને પુરૂષ પુરાણી, જગમાંથી ગુણ જોને જાણી;
પૃથ્વીમાં જેમ પણી ઠરે નીચાણમાંરે. જુઠું ૬
જાચો તો જગજીવન જાચો. નાચો તો હરી આગળ નાચો
રૂષીરાજ કહે રાચો; સંત સમાજમાંરે. જુઠું ૭

### ભજન ૧૩ મું.

ગોવિંદ જાણ્યા વિના તેં વરસો ગાળીયરે. ગોવીંદ૦
ગળે પાસ બાંધી જમ ગ્રહશે; કાપો કાપો મુખથી કહેશે
રંગ ભરેલા રહશે મંદિર માળીયાંરે. ગોવીંદ૦

## ભજન. ૧૪ મું.

રટવા રટવા આવ્યો છે તું તો રામનેરે. રટવા૦ ટેક૦
બીજાનું સુખ એઇને બળનાં, વેદ વગરની વાટે વળમાં;
ચિત્ત વિષે તું અળમાં દેખી દામનેરે રટવા૦ ૧
પંચ વિષય લાગતા પ્યારા, જતા રહ્યા કોટી જનમારા;
તું સમજીને કરી લે તારા કામનેરે. રટવા૦ ૨
કેઈક જન્મ તેં કેરજ કરીયાં, દેખ્યા તેથી દુઃખના દરીયા
ભવમાં સુખ ભરીયાં સેવે શામનેરે રટવા૦ ૩
અરે હવે નવ અખજ ઉથામે, ઝરણા રાખી ઈરખા જામે,
સુરણ આનંદ પામે વઈકુંઠ ધામનેરે. રટવા૦ ૪

સુદો પુરો સુરાપાને કૃષ્ણકથા ગોઠે નવ કાને;
ભજની જન ભગતાને ખળ તે ખાળીયારે, ગોવીંદ૦
હઇયામાં નવ ધર્યા હરીને ભુડાઇ વ્હોરી ગાગ ભરીને;
દયા વિના તેં દાન કરીને બાળીયારે. ગોવીંદ ૩
અડબંગાઈમાં ઉમર આખી, નરતન ચીંતામણ ખોઇ નાખી;
રૂદયા મધ્યે રાખી તીખી પાળીયારે. ગોવીંદ૦ ૪
ધર્મરાજની આગળ ધરશે, ત્યાંહ તારા ગાત્ર થરથરશે;
ક્રોધી જમડા કરશે અરે ઇટાળીયારે; ગોવીંદ૦ ૫
મરણ ઘાત તો નહીં મટવાની, જોતાં વાર જવાની;
સાથે ન આવે વાલ સવાની વાગીયારે, ગોવીંદ૦ ૬
વસ્ત્ર આભુષણ લુંટી લેશે, બહાર જઇને બાળી દેશે;
રૂષીરાજ કહે દાટયાં રેશે રાળીયારે. ગોવીંદ૦ ૭

## ભજન ૧ લું.

હરે તેં તે મનખ્યા જન્મ ગુમાવ્યો, તેં તો ફોગટ ફેરો ખોયોહે
નર નામ ન જાણ્યું તે રામનું ટેક૦
સુઇ સુઇ સારી રેન ગુમાવી, દીવસ ગુમાવ્યો ખોઇ;
કીરલો સરખો જનમ ગુમાવ્યો હીરો કોડીને બદલે જાગ નર૦
સુખીયા મરે સુખ ભોગવી, દુઃખીયા મરે દુઃખ રોઇ;
જન્મ સ્નેહીછે નેડો રામનો, તેણે સુખ દુઃખ સહ્યાં સોઇ નર૦
સુખ દેખી મત રાચીયે, વીપત પડે મત રોય;
સંપત વીપત હોનું એક છે, કીરતાર કરે શો હોય નર૦
ઉગ્યો તે તો આથમે, ફુલ્યા સો કરમાય;
ચઢે પડે હાંડો નમે, લખ્યું ન મીથ્યા થાય. નર૦
માતા મન જેમ બાલકું, મીન તણું જળ માંય;
ઘડી એક વીછો જો પડે, તો તલપ તલપ જીવ જાય. નર૦

કાળ ગણે નહિ નહિ કરોડપતિને, જોશી ડોશી વૈદ જતીને,
શંખણી અને સતીને હુકમી હજામનેરે. રટવા૦ ૫
ચાર ઘડી કેરૂં ચોઘડીયું, નર તન વણ સમજેથી નડીયું;
પડશે કે તન પડયું જા પુછ ગામનેરે રટવા૦ ૬
રૂષીરાજની વાણી કર વહાલી, ચેત અરે જાવું છે ચાલી;
ખોઇશમાં તું ખાલી આઠે જામનેરે રટવા૦ ૭

## રોહીદાસનાં ભજન.

અન પંખીને તો ઘણો, ઉડી આકાશે જાય;
દ્રષ્ટિ થકી ફળ નીપજે, એનો સાર કહ્યો ન જાય. નર૦
જેસો રંગ પતંગનો, વેસો હે સંસાર;
રામ નામ રંગ એક છે, રોહીદાસનો પ્રાણ આધાર. નર૦

## નાભા ભકતનાં ભજન.

### ભજન ૧ લું.

કાયામાં અલક પધારશે, પધારશેહાં આતમરાજો આવશેરેજી.
ચાંદો સુરજ હોય નર ચાલશે, સામે નવલખ તારારે;
આપ નારાયણ આવશે, બાંધે ખડગ ચોધારારે. કાયા૦
રામ સરખા હોનું ભાવલા, સાથે રૂપાંદે રાણી;
રાવત રણુસી સુદ્ધ રામ દે, ચોથી હરીચંદ રાણી. કાયા૦
તેને પંથે ચાલે માતા પદમણી, પાયે નેપુર વાજે;
ઉલટ સુલટ ગુલતાનમાં, ચાલમ મેળે વીરાજે. કાયા૦
ઢેલડી નગર વાજાં વાગશે, ચીગી નાદ ભુરલા,
નાભો ભકત એમ બોલ્યા, બોલ્યા અગમના સુરલા. કાયા૦



## ગંગેવનાં ભજન.

### ભજન ૧ લું.

નુર દરગાપર વારી ખાવીદ નિત્ય નિત્ય ચડે અસ્વારી;
હુકમ કરોતો રહીએ હજુરમાં, નુરદરગાપર વારીજી ટેક.

## ભજન ૨ જું.

પ્રભુવાલો પીર પાદશાહ, ધુન ધણી મેં ધાર્યો (૨)
એવો પ્રગટ પરચો ભાખ્યો,
પ્રભુ વહાલા પીર પાદશાહ. ટેક૦
આપ ન સુજે પથરા પુજે, આંખલડીયે અંધારૂં;
અંતર જોતી અલગી મેલી. હાવડીયા શું બાળો. પ્રભુ૦
ઘોળામાંતો ધુળ લગાડી. ખુબ બતાવ્યો ડારો;
અઢાર વરણ એકજ પ્યાલે, નુરીજન નજરે આવ્યો. પ્રભુ૦
ગંગેવહાસી ચરણું પ્યાસી, નેનમાં નેન મીલાયો;
મેર કરીને મંદીર પધાર્યાં, હેતે હરીગુન ગાઓ. પ્રભુ

પાંચ તત્વકા બન્યા બંગલા, દશ માંહી મેલી બારીજી.
અવિનાશી તો આવે ને જાવે, સરભંગીના યારી. ગુર.
સાચાની સાથે સગપણ કીધું, તન વીધાણું ગુરૂ બારણે;
ભવસાગરથી તારી લીધા, વાલ તારે વારણે. ગુર.
પરબે તો પીર પોતે પધાર્યો, નકલંગ નેજા ધારી;
લીલા ને પીળા નિશાન ફરકે, દરગા ઉપર વારી. ગુર.
પ્રીત વીના પરમોદીયે, તે ખાંડ લાગે ખારી;
હેત વિના હરિ હાથ ન આવે હેત તણી બલીહારી. ગુર.
અનામ ચીનો આત્મા તેણે, દીલની દુગધા ટાળી;
ગંગેવદાસ માહુરાને ચરણે, અલખ લીઓ ઉગારી. ગુર.

# નિર્મળદાસનાં ભજન.

## ભજન ૧ લું.

જ્ઞાની તો તેને કહીયેરે, ગુરૂ સંગે મળી રહે;
નીત ઉઠે જેની સુરતારે ખેંચીને ગુરૂ ચરણુ રહે. ટેક૦
જબસે શબ્દ કીયો ગુરૂ સમરણ, મિટ ગયે સકલ બિકાર
આઠ પ્રહર કીયો, ચોસઠ ઘડીયાં છુટે નહિ લગાર;
સત્ય તો તેની વૃત્તિરે, નીશ દીન લાગી રહે. જ્ઞાની૦
જો તન લાગી સો તન જાણે ગુરૂ શબ્દકી બાત,
રોમ રોમ રંગ હોઇ રહ્યોરે રણુકારકી સાથ;
શબ્દમેં સુરતીરે મળી જ્યું નામે મીલે. જ્ઞાની૦
પોથી પઢ પઢ પંડિત ભુલે દેખે નહિ કછું સાર,
ચાર વેદ ઢુંઢે નહિ પાવે, ખટ દર્શન કે પાર;
અપાર દેશ ન્યારોરે કોઈ સંત વીરલા લહે. જ્ઞાની૦
આદિ અનાદિ નામ ગુરૂનું નીરખી લ્યો નીરધાર,
નિરાલ બસ બહીસે ન્યારા ગુરૂ પદ હે સુખકાર;
નિર્મળદાસ નિહાળેરે પ્રગટ ઘટ ઘટમાં રહે. જ્ઞાની૦

## ભજન ૨ જું.

રામ નામ ખ્યાહોરે મિલાવે કોઇ ગુરૂ સહી;
સચરાચર વ્યાપીરે દેખીતો કાંઇ ખાલી નહિ ટેક૦
પિયા પીયાલા ભયા મતવાલા રોમ રોમ પ્રકાશ,
ઓહં સોહં દોઉ ધ્યાન ધરતહે, સંત પુરૂષકી પાસ;

આનંદ ભયો મનમાંરે, દુર્મતી દુર ગઇ. રામ૦
જો કોઈ મીલે શબ્દ કે ભેદુ, તો નીરખે નીરધાર;
નિરાકારની ગુણ અવિનાશી, ઝલકત જોત અપાર;
અપાર દેશ ન્યારોરે, નામ બીન કછુ નહિ. રામ૦
ચાર વેદ ખટ શાસ્ત્ર પઢ ગયે, પઢ ગયે સકલ પુરાણ.
વાદ વિવાદ કરે સંતનસે, જ્યું મરઘા વનમાંય,
વસ્તુ તો તેરી પાસેરે, જંગલ બીચ ઢુંઢત ફીરહી. રામ૦
ચાર વેદ બ્રહ્માસે નીપજ્યા, તીનહુ ન પાયા પાર,
ઉનશે જ્યાદા કોન પઢેગા, નીકલ પડે જગ બહાર;
અકલ ગતિ તેનીરે, નીર્મળદાસે કહી. રામ૦

## ભજન ૬ ઠું.

સાધુ તો તને કહીએરે, જેને ઇચ્છા નહિ જરીયે;
બ્રહ્મ ઇચ્છા માયારે, તેને તે બ્રહ્મ કેમ કહીએ. ટેક૦
ઇચ્છા કરી સોહી માયાહે. બીન ઈચ્છા દર્શાય;
જ્યું પ્રતિગળ પડયા પાણીમેં, યું દરસે ઘટમાંય;
અક્ષર અક્ષર બોલેરે, માયાસે બ્રહ્મ મીલે. સાધુ૦
હું બ્રહ્મા કહી બ્રહ્મા ભુલ્યા બ્રહ્મ દેખા ન કોઇ,
જબ સુરતા ગઇ નાભી કમલ પર, ઉતરી ગઈ તે જોઇ;
છત્રીસ જુગ વહી ગયારે અંતે કુછ મીલા નહી. સાધુ૦
વ્યાકુળ ભયે ખબર નહી તનકી આપહી દીયે ભુલાય,
સાધુ પુરૂષકો શબ્દ ભયો હે ચાર વેદ મુખ માંય;
નામને દર્શાવ્યોરે, સૃષ્ટિ સહુ વૃષ્ટિ થઈ. સાધુ૦

## ભજન ૧ લું.

વાડા વાળી બેઠારે પોતાનો પંથ કરવાને;
છળ કરી છેતરેરે પરાયા ધન હરવાને. ટેક૦
રામાનંદીને મહાનંદી, સ્વામી સહજાનંદી સમ નાવે;
કબીરપંથી તુંબીરે વાડાએ, તો ભણે ભણેને ભુલાવે વાડો૦
અનનો વાડો ગાય ભેંસનો વાડો કોઈ વાઘનો વાડો દેખાડે
અબંધ નાથ કેમ બાંધ્યામાં આવે તેને કેમ કરી દેખાડે,
ગુરૂથી ગગન ગાજેરે અચળ ઠામ ઠરવાને. વાડો૦
એતે કરીને પથ્થર પુજાવે, પુજાવે ધાતુ પાશાણ;
વસ્તર સંચાએ કબર પુજાવે તેમાં કોણ કરે કલ્યાણ;
વીર્થ મત ડોળેરે અફળ એમ મરવાને. વાડો૦
સિંહરાજથી ડરે દુનિયાં પણ, સિંહ ડરે નહી કોઈ;
સોહંમ સોહંમ વીચારંદસ્વામી, એમ અખીલ બ્રહ્માને જોઈ
સુરસંગ વીર ધીરોરે, ધણીનું ધ્યાન ધરવાને. વાડો૦

## ભજન ૨ જું.

કળીજુગ તો આવ્યોરે દુનીયામાંથી ઘટી દયા;
મોટા મોટા માજનરે, લખપતિ લોભી થયા. ટેક૦

સત્યજુગ દ્વાપર ત્રેતા જુગ ચારે જુગ ભરપુર;
ના કોઇ ગયા ના કોઈ આવ્યા, અંડીત નાહી દુર,
અંધે આગે આરસીરે, નીર્મળ વિના સુઝત નહિ. સાધુ૦

## ધીરા ભક્તનાં ભજન.

## ભજન ૩ જું.

## ધીરાનો ધડુસલો મોત વિશે.

કઠણ ચોટ છે કાશ્મીરે મરણ મોટેરે માર;
કંઇક રાજાને કઇક રાજીયા,
હાંરે મેલી ચાલ્યા સંસાર;—હેતે હરીરસ પીજીએ;
સંસાર ધુમાડાના બાચકા રે, સાથે ન આવે કોઇ;
રંગ પતંગ તો ઉડી જશે, હરી જેમ આંકડાનો થોર. હેતે.
કેના છોરૂ ને કેના વાછરૂ, કેના માયને બાપ,
અંતકાળે જાવું એકલું, હાંરે સાથે પુન્ય ને પાપ. હેતે.

ધરતીમાંથી ધરમ ગયો ને, પાપનું વધ્યું પુર;
પરજન તો પણું થઈ વરસે. મેહની થઈ ચકચુર;
ધરણીએ રસ ચોર્યોરે વાવ્યા કણ વણુસી ગયા. કળી૦
સુરનું સુર ગયું ને ગયું સતિનું સત,
વેદી ભેદી પંડિત પુરાણી. સૌની મટી ગઇ મત,
કળીયુગનું એવું કારણેરે, લોભે જન લાગી રહ્યા. કળી૦
પૃથ્વીમાં પાખંડ પુજાયે, વીપ્ર કરે વેપાર;
સંન્યાસી ધન સંચરવા લાગ્યા, પતિવૃતા નહિ નાર;
સત્ય ના જડે શોધ્યુંરે, અસત્યના ઓઘ થયા. કળી૦
છત્રપતિ તો વાંકા ચુંકા, તે દુઃખ કોને કહેવાય;
કથા તો કુપાત્રની સુણુસે, પ્રશ્ન તો ગરૂડાને પુછાય,
દાસ ધીરો કહે છેરે, જ્ઞાની તો માની થયા. કળી૦

માળી વીણે રૂડાં ફુલડાંરે, કળીઓ કરે છે વિચાર;
આજનો દીન રળીઆમણોરે, હાંરે કાલે આપણે શીર ઘાત હે.
જાયા તેતો સર્વે જશેરે, નથી કાયા રહેનાર,
મરનારાને તમે શું રૂઓ, હાંરે રોનાર નથી રહેનારરે હેતે.
દાસ ધીરો રમે રંગમાંરે, રમે દિવસ ને રાત;
હું મારૂં મિથ્યા કરો, રમો પ્રભુ સંગાથરે, હેતે.

---

# નુરનમાં ભજન.

## ભજન ૧ લું.

રામ ભજો મેરે ભાઇ તો જનમ જનમ સુખપાઇ
નહી તો દુર સમુળા જાઈ. ટેક૦
આ જુગ તો સપનેમેં ગયો, સપના નાખી હો જાઈ;
આજુગતો તુજે ધુતન આયો તુજે તુજકો ભીડ જમાઇ રામ
ઘંટર વાળે મરગા લોભના પરાથી બાણુ લગાઇ,
મોહકા બાંધ્યા કભી ન છોડે ધબક આધેરા થાઇ. રામ.
મીઠી કોલી લેકર ખીલાવે; સલી વાકુ કસાઇ;
સાલીકા પાલન છોડે; નિશા છુરી ચલાઇ. રામ.
ખાટા ખારા મીઠા લગતહે, લાલચ લોભ ન જાય;
કીયા કર્મકી કદર ન જાણે, ખમેયાં રોગ ભરાઇ. રામ.
કહે નુરન સુનો ભાઇ સાધુ કીયા ઉસકો કબ જાઈ;
અંતકાલ કોઇ સગા ન અપના; સ્વાર્થી જગત સગાઈ રામ.

# પીઠા ભકતનાં ભજન,

## ભજન ૧ લું,

હંસલા રાજા કાયા પડે તેને વાર નહી,
હંસલા તો ચાલુ ગેલી ત્યારે વ્હાડની. હંસલા૦
અરે કાયામાં ઉડકુ ઉડરે બો,
પાતો કરે વેપારની વેપારની;

# પાલણુસિંહનાં ભજન.

## ભજન ૧ લું.

રૂડડા રામને મનાવો ગરવા ગણેશને મનાવો;
જીવો સાયર જલ ભર્યોરેજી. ટેક૦
રાજા કુડારે જેની પ્રજા કુડીરે;
કુડા કળજુગના મેડુલીયા. જીવો૦
નર છે કુડા જેની નારીયું કુડીરે;
કુડા કળજુગના રે નેડા. જીવો૦
કાળા ખેતરમાં તમે બીજ મત વાવોરે;
વણુરે જોતરીયાં ગાડાં વાળોરે. જીવો૦
ખાર સમુદ્રમાં મીઠી એક વીલડીરે;
ભવરે સાગરમાં રૂડા વીરલારે. જીવો૦
કહેરે પાલણુશી તમે નુગરા ન રેજોરે,
અમીરસ ઘોળી ઘોળી પીજો. જીવો૦

ચેતવણી તો કેની ન ચાલે,
કારી ચાલે કીરતારની. હંસલા૦
ભવ સાગરમાં રમવાને નીસર્યા હાં,
રમત રમો નીરધારની નીરધારની;
સારા રમો તો સાહેબ નીભાજે,
જીતી બાજી રખે હારની. હંસલા૦
ધાઇ ધુતી ધન ભેગું કીધું રે હાં,
માયાનો કોઈ પાર નહી પાર નહી;
સગું કુટુંબ તારૂં વીંટીને બેઠું,
આડું ફરે કોઇનો ભાર નહી. હંસલા૦
ભુવો તેડાવી જોશ જોવરાવોરે હાં;
ઓસડનો કાંઈ પાર નહી પાર નહી;
પીઠો ભગત કહે સરવે પાંપળા,
હરી વીના આધાર નહી. હંસલા૦

## ભજન ૨ જું.

કીયાં જઈ રેસો રાત મારા બાળપણાનાં સાથી;
રે જીવ હંસલા આતમ જીવડા જઇ રેશો રાત. ટેક૦
ગાડું ભર્યું ચંદન લાકડે, ચડવાને ઘોડા કાટ;
ચારજણા તુંને ઉપાડી ચાલ્યા,ઓખરી હાંડીમાં લીધીઆગરેજી
બેની રૂવે બજારમાં, તારી માતા રૂવે ઘરબાર,
એક વીસામો ઘર આંગણે ને બીજો તો ઝાંપા બાર, રેજીવ.
ત્રીજો વીસામો ગામને ગોંદરે, શમશાન વીસામો ચોથ,

દોય કર જોડી પીઠોજી બોલ્યો, હરી વીણ એકન ઓથ.
રે જીવ હંસલા આતમ ક્યાં જઇ રેશો રાત.

---

# ભવાનીદાસનાં ભજન.

## ભજન ૧ લું.

કહોને ગુરૂજી એનું કેમ થાશે, વરેહ જાણુ કેદી ઓલાશે રે.
વૃતિ માહરી રામસે લાગી, વરેહની જાણુ દેહીમાં દાજી. ક
પેલે આણે મારી પ્રીત બંધાણી, આવ્યો અર્ચંબો એકજી;
સોળે શણગાર સજી કરીને, ભાઈતાપર ચડાવ્યો રંગ વરે૦
નર ને નારી જેદી સ્નેહ બંધાણો તે કેમ તોડયો જાય;
મેઘ અસાડો જાણે ઉમટે તે, અવનીમાં નીર ન માય. વરે૦
કોણે ઉપદેશ આપીઓ કોણ પોહાંચાડે ધામજી;
સતગુરૂ બતાવે છેડલો, આવી પોહોચાડે ઠામજી. વરેહ૦
સરગ ભુવનથી ઉતર્યા ને બોલ્યા ભવાનીદાસ;
સતગુરૂનો મહીમા ઘણેરો સદા વૈકુંઠમાં વાસ. વરેહ૦

## ભજન ૨ જું.

હરીના ભજન વીના ચાલી ગઈ જુવાનીરે; ટેક૦
તરૂવર દેખીને લીધો વીસામોરે, આત્મા થયો મારો રાજી,
કરદમ હંસો ચાલવાને લાગ્યો, પ્રાણી પરદેશી માંહીલોરે પંખી
જુવાની જાતાં મેંતો જાણ્યું નહીરે ઘડપણ આવ્યું છાનું છાનું
કાળા હતાતે ધોળા થયા, પ્રાણીયા આવી મોતની નીશાની

માતા પીતાને કુટુંબ કબીલો, સાથ નાવે ઘરનારી;
બંધવ ઉભા બારણેરે, કરતા કાઢવાની તરત તૈયારી. હરી.
કંકુવરણી કાયા કામ ન લાગે કેસર વરણી નારી નાહની;
મુવા પછી સળગાવી દેશે ને ઉડી જાશે તે વાનીરે. હરી.
કાળ આવ્યો જ્યારે કારમોને, થઇ આંસુડાની એલી;
જોધા પ્રતાપે ભણે ભવાનીદાસ, રંગડો જાશે તારો રહીરે હરી

ભજન ૩ જું

બંગલા અજબ બન્યા હે મોરાર, તેનો નીરખે નાવે પાર. ટે
પાંચ પચીસ પુતળી તેમાં નાચે નાયક એક આધાર,
અધર આસન મારો સતગુરૂ બેઠા, તેનો ન કરે હેઠાર. બં.
નવસેં નાડ ને બહોતેર કોસ બજારૂનો નહી પાર;
તેમાં સતગુરૂ રમતા દીસે, સુખ મનનો આધાર. બં૦
નવલખ દરવાજાની નવલખ બારીઓ, આવત જાવત અવાર
મન પવનની ધજા ફરૂકે, ત્યાં નીરખો નીરાકાર બં૦
નાભી કમલસે નાવ ચલતહે, બાજત અનહદ ઢોલ;
જોધાપ્રેતાપે બોલ્યા ભવાનીદાસ, નાવેએ નામ કોઇ તોલ બં

---

## ભાણદાસનાં ભજન.

### ભજન. ૧ લું.

જાનો જગ સેપનેકા મેલા,
સજ સિધ સબહી મન દેખા, અગત મયા અકેલા. જાનો

## ભજન ૧ લું.

ગણુપતી ગાય લે સદા; સુખ પાઈ લે ગુરૂ મળ્યા બ્રહ્મજ્ઞાની
વિધન વીદારણુ કાજ સુધારણુ, કરોડ તેત્રીસ આગેવાની.
સંતો ભાઈ મારા પીઓ રસાણી, ટેક૦
જળ કેરી પેદાશ ભઈ સબ, જલ જુગતી રચાણી હોજી;
સોહી સાહેબ કેમ છેડીએ બંદા; તન મન ધન કુરબાની
ભુલ્યો ભમરો ફરે ભટકતો; કહે ભમરની વાણી હોજી;
સતગુરૂ મળે સાન સમજાવે, આલમની ઓળખાણી. સ૦
ગુરૂજીએ હાથ ધર્યો શીર ઉપર, જલહલ જોત્ય દરશાણીજી
મીટયો અંધેરા ભયો ઉજીયારો; હીરદે જોત જણાણી સ૦
સુન શીખરમઠ જંગ લડાઈ; હરીજન હરલે જાણી;
ઉપજી પ્રેમભાવને ભકિત. ભેરવ મોજું માણી હોજી. સ૦

---

માત તાત નરનાર કબીલા, કહી ચલત નહી ભેળા;
એકહી આના એકહી જાના, પાપ પુન્ય ઘર થેલા. જાનો.
કહાંસે આયા કહાં જાઓગે, કર વિચાર મન મેલા;
ચટક રંગહે ચાર ઘડીકા, તામે કહા પરેલા. જાનો૦
રાવ કકી ખબર ન પાઇ, ગયે ગુરૂ અરૂ ચેલા;
એકહી નામ રામકા સચ્ચા, ભાણુ કહે ઘર પેલા.

---

# ભેરવપરીનું ભજન.

# તુલસીદાસનાં ભજન

## ભજન ૧ લું.

ઐસે પાપીનર હોવેંગે ઐસેકુડે નર હોવેંગે કલીયુગમેં—ટેક

પઘડી બાંધે પેચ સંભાલે, ઠુમક ઠુમક પાવ ધરેંગે રામ,

ઠુમક ઠુમક પાવ દેખેંગે,

# મુકુંદનું ભજન.

## ભજન ૧ લું.

ટીટોડી કહે તજીયેરે ભુમી ઉપર ભાર થશે;
અઢારક્ષોહણીરે; દળ અટવાઈ જશે. ટેક૦
ભુમી તજી જઈ વ્યોમે વસીયે. પણ ભવિષ્ય ન ભુલે,
કુષ્ણે કરયું તે કોઇથી ન મટે, શું ડહાપણમાં ડુલે;
હજુર હુકમથીરે હોનારૂં તે સહેજે હસે. ટીટોડી૦ ૧
રામ પ્રગટીને રાવણ રોળ્યો, જળમાં બાંધી પાળ;
સોનાની લંકા ક્ષણમાં લુટાણી, વીભીષણ કર્યો ભુપાળ;
વીશે ભુજા વાઢયારે, છેદ્યા મસ્તક દશે. ટીટોડી૦ ૨
પ્રહલાદની પ્રતિજ્ઞા પાળી હિરણ્યકશ્યપુ હણ્યો,
નરસિંહ રૂપ ધર્યું મારે નાથે, બ્રહ્માના વરને ગણ્યો.
હારેથી સર્વ હેઠું; ઉગરે નહી ઉપાય કશે ટીટોડી૦ ૩
ગજઘંટ નાંખીને ઈંડાં ઉગારયાં, પક્ષીની કરી પ્રતીપાળ,
નરસીંહ નર સર્વથી સમર્થ, રાજે કીધી રખવાળ,
ભાળક મારી લીધીરે હરીજનમાં વસે, ટીટોડી૦ ૪

ગલીચોંકે બીચ ફીરે બાવરે; નાર પાપી તકતા ફીરેંગે;
કલીયુગમેં—ઐસે.
ભુખે પ્યાસે સાધુ આવે ચપટી ચુન ન દઇંગે રામ ચપટી
ચુન ન દઇંગે.
જબ રાજાકો દંડ પડેગો, રોકરૂપૈયા પાપી ગીનગીન દેઇંગે.
કલીયુગમેં ઐસે.
માતા બેનકુ કછુ ન ગીનેંગો, દીલ બીચ પાપ ધરેંગો રામ;
દીલ બીચ પાપ પરેંગો.
સાલા સંકુવા નિત્ય જીમાવે, ભાઇઓસે પાપી બૈર લડેંગે;
કલીયુગમેં—અયસે.
લાલ ખંભ લોહેકા ધગાયા ઉનસે બાથ ભરેગો રામ, ઉનસે
બાથ ભરેંગો;
તુલસીદાસ ભજો ભગવાના પાપ ધરમ દોનું સંગમે ચલેંગે,
કલીયુગમેં—અયસે.

## ભજન ૨ જું.

હરી શાઈ મંગવાઈ, દોત કલમ—ટેક.
દોત કલમ હરી શાઇ મંગવાઇ; પુરજા લખી બનાઇ રામ;
પુરજા લખી બનાઈ
પહેલે નામ લીખો હરિ અપનો,
પીછે લખી લક્ષ્મણુકી લડાઇ—દોત.
મેઘનાદ રાવનકો બેટો, ઉસો ચાંપ ચડાઈ રામ, ઉસો ચાંપચડાઈ

હય કોઇ અયસા દલમેં યોદ્ધા મનમુખ હોકે મોંસે કરત.
લડાઈ—હોત.
શક્તિકો બાણ છુટો, લછમનકો, લગો ભુજામેં જાઈ રામ;
લગો ભુજામેં જાઇ;
ભુજા ઉડીસો ગઈ મંદિરમેં, ગીશ ઉડે જહાં બેઠે રઘુરાઈ—હો
મંદીરસે એક મદ ભરી નીકસી, નયન નીર ભર લાઇરામ
નયન નીર ભર લાઈ;
તુલસીદાસ ભજો ભગવાના, મેઘનાદ યોદ્ધા હારગયોલઢાઇ—હો

## ભજન ૩ જું.

ભજ મન રામ ચરન સુખદાઇ—ટેક૦
જીસી ચરનશે નીકસી સુરસરી, શંકર જટા શામાઇ;
જટા શંકરી નામ પયો હે(૨)ત્રિભુવન તારન આઈ ભજમન
જહી ચરનકી ચરન પાદુકા, ભરત રહ્યા લવલાઇ;
સોહીચરન કેવટ ધોય લીનો(૨)તબ હરી નાવચલાઇ—ભજ
સોહી ચરન સંતન જન સેવત, રહત સદા સુખાદાઈ;
સોહી ચરન ગૌતમ રૂષી નારી(૨)પરસ પરમપદ પાઇ—ભજ
દંડકવન પ્રભુ પાવન કીનો રૂષીયન ત્રાસ મીટાઇ;
સોઈ પ્રભુ ત્રિલોકકે સ્વામી,(૨) કનક મૃગા સંગધાઇ—ભજ.
કપિ સુગ્રીવ બંધુ ભય વ્યાકુળ, તીન જય છત્ર શીરાઇ;
રીપુકો અનુજ બિભીષણુ નિસીચર, પરસત લંકા પાઇ—ભજ
શિવ સનકાદિક, ઓર બ્રહ્માદિક, શેષ સહસ્ર મુખ ગાઇ;
તુલસીદાસ મારૂત સુતકીપ્રભુ, નીજ મુખ કરત બડાઇ—ભજ

## ભજન ૪ થું.

ભુજા મેરી ટુટી, સુનો હનુમાન—ટેક૦

સુનો હનુમાન ભુજા મેરી ટુટી તુમ મત જાનો જુઠી રામ.
તુમ મત જાનો જુઠી;
આઠ પહરે સમા મહલમેં બેઠા;
કોન કુંવરને મેરી ખબર ન પુછી—સુ.
લંકામે એક વઇદજ રહેતો, પર્વતમેં એક બુટી રામ;
પર્વતમેં એક બુટી;
ભરત શતરૂધન રહે ગયે ઘરકુ;
કોન લાવે ચરી સંજીવન બુટી—સુ.
હનુમાનને કસણી જો કેશી, શીરબજરંગી ટોપી રામ,
શીર બજરંગી ટોપી;
તુલસીદાસ ભજો ભગવાન;
છીનુમેં લાવું તેરે સંજીવન બુટી—સુ.

## ભજન ૫ મું.

ચરન રજ સહિમાં મેં જાની—ટેક૦
જીન ચરનસેં પ્રગટી સુરસરી;ભગીરથ ભુપ આની—ચરન૦
જેહીપદ રજસેં અહલ્યા ઉદ્ધારી, ગૌતમ રૂષિકી રાની—ચ૦
જેહીપદ રાજભક્ત વિભીષણ, પાયો લંકાકી રાજધાની—ચ૦
જેહીપદ સેવે વિપ્રસુદામા પાયે દરિદ્ર ઘર સંપત્તિ આની—ચ૦
તુલસીદાસ ભજો દશરથ નંદન, ચરનકમળ ચિત્ત આની—ચ૦

## ભજન ૭ મું.

## જનકરાજાનો માંડવો.

સીતાજીનો તાત એમ બોલીયાહોજી,બોલ્યા રાજારે જનક.(૨)
ધનુષ્ય ચડાવે કોઈ રાજીયો હોજી; આપું કન્યા દાન. રા૦
રાજારે જનકજીને માંડવેહોજી, મળીયા મોટા મોટા ભુપ (૨)
સીતાજી ઉભાંરે મંદિર માળીયેહોજી, નીરખે રઘુવરના રૂપ રા.
લોક મારીને રાવણ ઉઠયોહોજી દીધો ધનુષ્ય ઉપર હાથ,(૨)
હેઠેથી હાથનવ નીસર્યો હોજી, લાજ્યો લંકાપતિ રાય. રા૦

## ભજન ૬ ઠું:

ઓરે લાવો નૈયા તુમ કાયકુ ડરતહે;
ગંગા કીનારે, લાદે તોરી નૈયાં—ટેક૦
ગંગા કીનારે રામ બીરાજે;
પાર ઉતારો મેરા, કેવટ ભઇયા—ઓરે.
એક કહો લછમન, લાખ કહોંગે;
ચરન ધોયે બીના, પાર ન લગઈયાં—ઓરે.
ઇન ચરનનસે, શલ્યા ઉરાની;
કૈસે બચેગી મોરી, કાષ્ટકી નઈયા—ઓરે.
એતો બચન શ્રીગૌતમજીકો,
કષ્ટકી જાયે તો હોઉ સોનેકી નઇયા—ઓરે.
તુલસીદાસ હંસનકી જોડી;
રાજ કરોંગે તુમ જુગમેં કનઈયા—ઓરે.

અજોધ્યા નગરીથી હરી આવીયાહોજી, તાણ્યા તરકશીનેતીર
ધનુષ્યના કર્યા ત્રણ કટકાહોજી; ધનુષ્ય ચડાવ્યું આકાશ, રા૦
વીગતે પહોંચ્યારે વધામણારેજી; સતીયું સજોને શણગાર (૨)
ફડકે ફરશુરામ જાગીયાહોજી; છળકયો શેષ પાતાળ. રા૦
ચારે તેજુગની ચોરી રચીહોજી; પરણે સીતાને શ્રીરામ. (૨)
દાદાએ દાન પુન્ય બહુ કર્યા હોજી; કોડે જમાડયો કંસાર.
તુલસીનો ઠાકોર રઘુરામ છેહોજી, વરત્યો જય જયકાર. (૨)
સીતાજી આનંદ સુખ પામ્યાંહોજી; આવ્યા અજોધ્યા મોઝાર

## ભજન ૮ મું.

હોલો હોલી કહે છેરે, પ્રભુ મારી વારે ચડો;
બચ્ચાં મારાં મારેરે; તળે આવી ભીલ ખડો. ટેક૦
બાણ તાણીને ઉભો પારાધી; ઉપર આવ્યો બૌજ,
દરમાંથી સરપ જો નીકળે તો, વણશે અમારાં કાજ;
ગરૂડના ગામીરે આંટી રાખી રખે રહો. હોલો૦
કહેતામાં પ્રભુ પરવરીયાં, તે સર્પ વિશે નીરવાણ;
પારાધીને પગે ડંશીને; તતક્ષણ લીધા પ્રાણ;
ત્યાંથી બાણ છુટયાંરે, બાજ આવી હેઠે પડયો. હોલો૦
કઠણ વેળામાં કાખજ આવે, ભજન કરે ભય જાય;
એવા સમરથ સ્વામી મુકીને, કોના પુજું પાય,
ગુનેગાર તારોરે, તુલસીદાસ ખરો. હોલો૦

## ભજન ૯ મું.

ફિર ગઈ રામ દુહાઈ, લંકાગઢ ફીર ગઇ રામ દુહાઇ. ટેક

કહત મંદોદરી સુનો પીયા રાવન, યહબુદ્ધિ કોન શીખ
કરત હાન મતિ ભાઇ તુમારી, કૃપા ભયહે પરાઈ. અબ૦
અબળા જાતિ બુધ્ધિકી ઓછી ઉનહુકી કરત બડાઈ
કટક સહિત હમ બાંધીલે હોં, તપસી દોઉ ભાઈ. અબ૦
હનુમાનસે પાયક ઉનકે, લક્ષમણસે બલિ ભાઈ;
જરત અગ્નિમેંકુદી પરત હે, કોટી ગીને નહિ ખાઇ અબ૦
બીસ ભુજા દશ મસ્તક મોરે, સો યોજન ચકરાઇ,
સવાલાખ પરિવાર હમારો કુંભકરન બલિ ભાઈ. અબ૦
કંચન કોટીહે રવમિત ભુલો, સાત સમુદ્ર એસી ખાઇ;
અંજનીપુત્ર મહાબલી આયે, સોનેકી લંક જલાઇ અબ૦
કટક જોરીકે પાર ઉતરી આયે, પટ સિંહાસન બાંધે;
તુલસીદાસ રઘુવીરજીકે શરણે; લંકા બિભાષણ પાઈ અબ૦

## ભજન ૧૦ મું.

ભકિત સદા હે સાર પ્રભુનકી ભકિત ટેક૦
શ્રવણ ભકિત પરિક્ષતને કિની, સપ્તદિવસ બહુ પ્યાર પ્ર૦
કીર્તનહે ભકિત જો દુજી, સદુપદેશ વિચાર. પ્રભુ૦
સો કીની સુખદેવ ભાગવત, વ્યાખ્યા બહુ વિસ્તાર પ્ર૦
જો પ્રભુ પુરણ ઘટપટ સમરથ, સતચિત આનંદધાર પ્ર૦
અસુર સુતુ પ્રલ્હાદ સ્મરણ કરી, કીનો નિજ ઉદ્ધાર પ્ર૦
લક્ષ્મીને પ્રભુ પદકી સેવન, આતુર વંદન પ્યાર પ્ર૦
પુજા પ્રભુકી પૃથુને કીની નિતનિત વિવિધ પ્રકાર. પ્ર૦
દાસ ભકિત હનુમાન કરી શુભ તનમનરહિત વિકાર. પ્ર૦

# ધૃવ અને પ્રહલાદનું ભજન.

## ભજન ૧ લું.

જીવડાનું જતન કરોરે જીવડાનું જતન કરોરે;
તારારે જીવડાને જોખમ લાગશે. હે મન લોભીજી.
જાવું તારે દુવારકાને બેટ જાવું તારે દુવારકાને બેટ;
વચન કાબા તને લુંટશે. હે મન લોભીજી.
ભાવું લેજોરે સંગાત, ભાવું લેજોરે સંગાત;
સરગમાં નથી હાટ વાણીયો. હે મન લોભીજી.
સોમીયા લેજોરે સંગાત, સોમીયા લેજોરે સંગાત;
એવા સોમીયા તે સોમ બતાવશે. હે મન લોભીજી.
ત્રાટા નહી ઝીલે ભાર, ત્રાટા નહી ઝીલે ભાર;
બીતું હશે તો ભાર જીલશે. હે મન લોભીજી.
સથર્ક નહી આવે કામ સંથર્ક નહિ આવે કામ;
ખાઓ પીઓરે વીગતે વાવરો. હે મન લોભીજી.
બોલ્યા ધ્રુવને પ્રહલાદરે બોલ્યા ધ્રુવને પ્રહલાદ;
એવો હરી ભજન એક હીરલો. હે મન લોભીજી.

સખાભક્તિ અર્જુનકી અતિશય, પ્રભુ ઓર એકાકાર. પ્ર
સરવ સમરપણ બલીને કીનો, ભુવન હેહાગાર. પ્ર૦
ચવન જન પ્રભુકો પહેચાની, હોયગે મુક્તાકાર. પ્ર૦
યહ કૃષ્ણભક્તે જયકૃષ્ણ જ્ઞાનકો, સાધન મુક્તિ પ્રકાર. પ્ર૦

---

# ગોપીચંદનાં ભજન.

## ભજન ૧ લું.

પેલાપેલા ભવમાં હું હતી પોપટડીને તમે હતા પોપટરાયરે;
દનડા સંભારો આપણા પુર્વ જનમના સંસ્કારજી. ટેક૦
ઓત્રા ખંડમાં જ્યારે આંબલો મોર્યોને;
ચુડલે મારેલી અમને ચાંચ રાણી પીંગલા. દનડા૦
તેહુના આપણે વીજોગ પડયાને,
છાંયડા આપણા પ્રાણ રાણી પીંગલા. દનડા૦
બીજા જુગમાં રાણી હું હતી મૃગલીને,
તમે હતા મરઘા રાય રાણી પીંગલા. દનડા૦
વન વીશે જ્યારે ચારો ચરતાને,
પારધીયે સાધ્યો બાણ રાણી પીંગલા. દનડા૦
તેહુના આપણે વીજોગ પડયા,
તરત છોડયા આપણા પ્રાણ રાણી પીંગલા. દનડા૦
ત્રીજા જુગમાં હું હતી બ્રાહ્મણીને,
તમે હતા પંડિતરાય રાણી પીંગલા. દનડા૦
શીવને કારણ ફુલડાં વીણતાંને,
ડસીયલ કાલુડા નાગ રાણી પીંગલા. દનડા૦
ચોથા જુગમાં હું થયો ગોપીચંદને,
તું પીંગલા માય રાણી પીંગલા. દનડા૦
જલદી ભીક્ષા દઈ દે માય;

## ભજન ૨ જું.

ભલો ભલોરે રાજા ચંદરે ગોપીચંદને,
પીયુ પરદેશ મત જાનારજી;
આરે સેજડીએ અમને નીંદ્રા ન આવેને,
મારે મન રાજન ભાવેજી. ભલો૦
કીયારે કારણીયે રાજા મુંડ મુડાવીને,
કીયા કારણીયે પેરી કંથાજી;
કીયારે કારણ રાજા ખપર જડાવ્યુંને,
કીયા કારણ હાથે ડંડાજી. ભલો૦
મુક્તિ કારણીયે રાણી મુંડ મુંડાવીને,
જોગ કારણીયે પેરી કંથાજી;
ભીક્ષા કારણીયે રાણી ખપર જડાવ્યુંને,
કાલ મારણ હાથે ડંડાજી. ભલો૦
કોણુરે રાજા તારે સંગે ચલેગીને,
કોણ કરેગી દો દો બાતાજી;
કોણુરે રાજા તારા ચરણ પખાળને,
કોણ લાવે દુધ ભાતાજી. ભલો૦
ધુણી પાણીરે સાથી સંગ ચલેગીને,
રૈન કરેગી દો દો બાતાજી;
ગંગા જમના મારા ચરણું પખાળેને,
દુનિયા લાવે દુધ ભાતાજી. ભલો૦
અગર ચંદનની રાજા મઢુડી બનાવુંને,

## રણુસિંહનું ભજન.

કર મન ભજનનો વેપાર, ભજનનો વેપાર;
ધણી તારા નામનો આધાર. ટેક૦

પ્રથમ સમરૂં શારદા, ગણુપત લાગુ પાય;
દેવના ગુરૂ દેવ સમરૂં, મને જ્ઞાન બતાય. ક૨૦

સોનેરી પલંગ ઢળાવુંજી;
સાવરે સોનાનું તારૂં ખપર જડાવુંને,
હુંરે લાવું દુધ ભાતાજી. ભલો૦
ત્રોડું મોડુંરે તારી મઢડીનેરે,
સોનેરી પલંગ ભંગાવુંજી;
સાવરે સોનાનું તારૂં ખપર ભંગાવુંને,
મારે જોઈએ ટાઢા ટુકડાજી. ભલો૦
સાતસે પરણ્યો રાજા નવસે કુંવારીને,
તેના નીસાસા તમને લાગશેજી;
જેરે જોગીડે તારી મું'ડ મુંડી હશેને,
સોય જોગટો હવે મરશેજી. ભલો૦
એ શુંરે બોલ્યાં રાણી બાવસીનેરે,
ગુરૂજીકુ ગાલ મત દેનાજી;
મછંદર પ્રતાપે રાજા ગોપીચંદ બોલ્યાને,
અમથી અનેરો જઇને કરતાજી. ભલો૦

# લીલાવતીનાં ભજન.

એ ભલો ભલો મેવાડનો રાજા રાણો કુંભોજી;
કુંભાને સરીખાંર હરીજન અમને હેતે મળોરેજી. ટેક૦
ઓત્રા ખંડમાંથી ચારણ આવ્યોરે હાં;
અને આવ્યો આવ્યો કુંભા તારા મોલરે. એ૦
રૂપું માગો તો ચઢવી સોનું આપુરે હાં;
અને આણુબાણુ મરથ ને ભંડારરે. એ૦
સોનું રૂપું મારે અંત ઘણેરું રેહાં;
હું માગું કુંભા તારી રાણીને. એ૦
અસત બોલું તો મારૂં સત હારૂંરે હાં;
અને સુના સુના મોલ તમારારે. એ૦
સાંજ પડી સતીયે દીવડીયા રચાવ્યારે હાં;

જેની દશાએ મારો જીવ નહિ, ને માન મળતું જાય;
અમૃત પ્યાલા સંભર ભરીયા, દેખતાં વીખ ખાય. ફેર૦
કાગ વાણી છોડ માંહેલા, હંસની ચાલે ચાલ;
પાંજરામાં પંખી બોલે તેમ, રામસું લે લ્હાવ. ફેર૦
મામલામાં ભાવ રાખો, હેત રાખો પાર;
નુગરા નરશું દુર રેના, જોઇ એનો તાર. ફેર૦
પાંચ સાત નવ બાર કરોડ, તેત્રીસ તું અવતાર;
રાવત રણસીં બોલ્યા મારો, ગુરૂ બેડલો તાર. ફેર૦

# ભગવાનદાસનું ભજન.

## ભજન ૧ લું.

રામને ભજયા વિના, પ્રભુને ભજયા વિના;
જાતી રહી જુવાની તારી. ટેક૦
સરોવર દેખી હંસે લીધો, વિસામો ભાઇરે;
આલમ થયો મારો રાજી. રામ૦
હરીજન હંસલો જાણે હાલવા લાગ્યો;
ચાર પરદેશી માયલો પંખી. રામ૦
જુવાની જાતાંરે તને કાંઇ નવ સુજયુંરે;
ઘડપણ આવ્યું છાનુમાનુરે. રામ૦
કાળા મટીને ધોળા આવ્યારે ભાઇ;

અને બોલે આ ગઢવી ચારણુરે. એ૦
ફરતાં ફરતાં ગઢવી વેણલાં વાયારે હાં;
અને જ્યારે જુવે ત્યાં ઉભો રાણોરે. એ૦
સવાર પડીને ચોરે ચારણ આવ્યોરે હાં;
અને સુતો માલ.ને જગાડ્યો રે. એ૦
કર જોડી ગઢવી પાય લાગ્યોરે હાં;
અને સાચું સ.ચું ધરમ તમારૂં રે. એ૦
માલદેની કુંવરી સતી લીલાવતી બોલ્યારે હાં;
અને મારા હરીજનો અમરાપુરમાં વાસરે. એ૦

# રામદાસનું ભજન.

## ભજન ૧ લું.

પ્યાલો પાયો અમનેરે,ગુરૂએ મારે પ્રેમે કરી;
આ દેહીમાં દર્શાયારે હરીહર આપે હરી. ટેક૦
પેલો પ્યાલો લખી રામનો, જુગતે પાયો જોઇ;
કળા બતાવી આ દેહની; કુચી બતાવી કોઇ;
ત્રિપુટી કેરાં તાળાં ઉઘાડયાં, સુનમાં દર્શાણા સોઈ;
એમ નગર બધું ત્યારેરે, જોયું મેતો જરા જરી. પ્યા૦
બીજે પ્યાલે બુદ્ધિ વાપરી, આવી સંતોની સાન;
વૈરાટ સ્વરૂપી વીનવું જોતાં જમી અસમાન,
આ દેહમાં દર્શાણા, સાચા સતગુરૂ શ્યામ,

આવી મોતની નીશાનીરે. રામ૦
કંકુ વરણી કાયા કામ નહી આવે;
કેશર વર્ણો તારા નુર. રામ૦
મુવા પછી તુંને સળગાવી દેશે;
ત્યારે ઉડી જાય છે તારી વાણી. રામ૦
જરા પોચીને તુંને જમડાએ ઘેર્યો લાઇ;
અને વાંશે આંસુડાની હેલી.
જોધા પ્રતાપે ભણે ભગવાનદાસ;
રંગ આનંદમાં રેલીરે. રામ૦

# રૂખડનાં ભજન.

## ભજન ૧ લું.

ચડી ધુનમે રેના જોગેશ્વર, હિલકા ભેદ ન દેના,
તીન ખુટમે રમે જોગેશ્વર, બાલક હોકર રેનાહોજી. ટેક૦
નેન સેન સમજાયું પ્રીયા તોરે, પરઘર શબ્દ નહી કરના;

એની લગની મને લાગીરે, બેઠા હુતો ધ્યાન ધરી. પ્યા૦
ત્રીજે પ્યાલે ત્રણ ગુણ પ્રગટયા, પાંચ તત્વ પ્રકાશ;
સુન મંડળમાં શ્યામ બીરાજે, અલક પુરૂષ અવીનાશ,
નવ ખંડ ઉપર નાથજી, રવી ઉગ્યાની આશ;
એવી અગમની ખબરૂંરે, ગુરૂએ મારે દીધી ખરી. પ્યા૦
ચોથે પ્યાલો સાન કરીને, ગ્રહયો હરીએ હાથ;
એકવીસ બ્રહ્માંડ ઉપરે, મારે વાલે બતાવી વાટ;
એ વાટની બીશા થઇને, નિશ્ચય મળીયા બાથ;
એવી અગમ ઉપરેરે, કેશવરાયે કરૂણા કરી. પ્યા૦
પંચમો પ્યાલો પુરણ થયો, ભેટયા ભુદરરાય,
અખંડ અદભુત ધારા વરશે, ગેબી ગર્જના થાય;
એવા સ્વાંતીના સરવડાંરે ઝરમર ઝરમર નુર ઝરે. પ્યા૦
છઠે પ્યાલે સતગુર મળીયા, નિશ્ચય થયા લખીરામ;
ઘણા દિવસ થયા ડોલતાંરે, મારે ગુરૂએ બતાવ્યા જ્ઞાન;
એવા ચરણોમાં ચિત રાખોરે; ફોગટ ફેરા ઘણા કરી પ્યા૦

---

એહી બુંદસે હીરલા નીપજે, સોપરઘેર મત દેનાહોજી. ચડી
ચારી તો મરદુસે ચારી, કયા તરીયાસે ચારી;
પલમાંરે રોવે પલમાંરે હસે, પલમાં કરે ખુવારી હોજી ચડી
પરનારીકો છોડ પ્રસંગા, મત લગાવો અંગા;
દશ મસ્તક રાવણના છેદ્યા, પરનારીના સંગાહોજી. ચડી.
ગગન મંડળમેં ઉર્ધ્વ મુખ હુવા, તીહાં નીર કેરા વાસા,
સુગરા હોયસો ભરભર પીચે, નુગરા જાય પીયાસાહોજી.ચડી.
રૂદે કમળમે સુર ચડયા, અંગડે રંગ લગાયા;
તોલાપરી રૂખડીઓ બોલ્યા, મેં અભીયાગત તેરા હોજી ચ

## ભજન ૨ જું.

ધન ગુરૂ દાતાને ધન ગુરૂ દેવા;
મારે સતગુરૂએ નામ સુણાયાજી;
ગુરૂનો મેમા પલ પલ વખાણું,
તો પ્રાશ્ચીત સઘળાં જાયજી, ટેક૦
દેશ દેખાડયો ગુરૂએ સુતો જગાડી;
મુને અલખ પુરૂષ ઓળખાયોજી;
બુડતાં મારા ગુરૂજીએ તાર્યા;
અમને જમડાને હાથેથી છોડયાજી. ધન૦
ખાલ પડાવું મારા શરીર તણીરે.
ઉપર સોનેરી રંગ ચડાવુરે;
જોડા શીવડાવી વીરા ગુરૂને પેરાવુ;
તોય ગણ ઓશીગણ કેમ થાવુજી. ધન૦

## ભજન ૧ લું.

જાગી શકો તો નર જાગજો હોજી એકાંત ધરો આરાધ,
ગરવો આલાં ગતને બેસણેરે હોજી;
એજી વીરા ગીરનારમાંથી ગેબી જાગશે ગઢ ઢેલડીએ મેલાણ,
હનુમો જતી વાયક ફેરવે, અંજનીનો પુત્ર આગેવાન જાગી.
એજી વીરા પાંચ કરોડે પ્રહલાદ આવશે હોજી,
અને સાત કરોડે હરસનુરાય, જાગી.
નવ કરોડે જેસલ જાનઈયો બાર કરોડે બળરાય
એજી લીલુડે ઘોડે સાયબો આવસે ઉપર સોનેરી પલાણ.
માતા કુંતાને સતી દ્રોપદી બેઠાં દેવના દ્વાર. જાગી.
એજી બત્રીસ હથા નર તો જાગશે હાંજી ખાંડુ હાથ અઢાર

ગઉદાન દીયે મરને ભોમીદાન દીએ;
કાયા કંચનના મોલ લુંટાવેજી;
કાશી ખેતરમાં કન્યાદાન દીએ,
પણ નાવે મારા ગુરૂજીને તોલેજી. ધન૦
સતગુરૂ મલીઆ મારે ફેરા ટલીયા,
તો લખરે ચોરાશી છોડાયજી;
વાઘનાથ ચરણે બોલ્યો રૂખડીયો,
વેલો તો મુક્તિનો માર્ગ બતાયોજી, ધન૦

## શરવણના ભજન.

બાર મણુની કમાન ચડાવશે, તેર મણુના તીર. જાગી.
એજી હાથણી મહીડાં વલોવશે, બેડાં ભરાશે બાર,
શેરડીએ કણ લાગશે, તેની ખીર રંધાય. જાગી.
એજી જુનાણે જાગીડા વાગશે, વાગે ત્રાંબાળુ નીશાન;
સાહેબ પરણે સુંદરી, પરણે રવી ઉગમતે ભાણુ. જાગી.
એજી વીંવા વીતશે મોડ થાંભલે, વર્તાશે જય જયકાર;
ગુરૂને પ્રતાપેશરવણુ બોલીયાં; બોલ્યાં આગમના એંધાણા જા.

## ભજન ૨ જું.

હેરી પોતાના સત ધરમને કાજ,
અસલ નરને તમે ઓળખોહોજી;
પુરૂષ કયાંના એંધાણ,
જેસળ કાળને મારીયાહોજી; દો૦
નળરાજા સતી દમયંતીરે હોજી;
ચાલ્યાં વનડા મોઝાર,
અનને કારણે રાણી રડવડીયા હોજી;
પોતાના સત ધર્મને કાજ. અનને૦
હરસન રાજા ને સતી તારા રાણી હોજી;
કેડે કુંવર રોહીદાસ;
ખડનો પુળો જેણે શીશ પર ધરીયો હોજી,
પોતાના સત ધર્મને કાજ. અનને૦
ગોપીચંદરાજા ને ભરથરી હોજી;
છોડયા કાંઈ સીંહાસનનાં રાજ;

ઘેર ઘેર ભીક્ષા આદરીરે હોજી;
પોતાના સત ધર્મને કાજ. અનને૦
સગાળશા શેઠ ને ચંગાવતી હોજી;
નીમાધારી નર ને નાર;
ચેલઈયો ખાંડણીએ ખાંડયો રેજી;
નૈણુંમાં નાવેલાં કાંઈ નીર.
આવા અભીયાગંતને ઓળખો હોજી,
એ તો ચંગાવતીનાં કામ. અનને૦
સત ચાલો ને ધર્મ આદરો હોજી,
માં કરો પારકી આશ;
ગુરૂ શ્રવણ સ્વામી બોલીયા હોજી,
એ તો ગત ગંગાનો દાસ. અનને૦

## ભજન ૩ જું.

તરકસ નીર ને તાણ્યો, ઘોડલે ચડીયા કીરતાર,
વીરા મારા થરર કંપે મેદની, તેદી ધરા ન ઝીલે ભાર.
વીરા મારા આવ્યા છે ઢુકડા, તમે ચેતોને ચેતનહાર;
જોઈ વિચારી તમે ચાલજો, વીરા૦ ૧
તેર તેર મણુના તે દી તીર હોસે, મણુ ત્રીસની કમાન.
વીરા મારા એવા એવા મહા જોધા આવશે,
મારા સાયબાના દલમાંય.
ઓતર થકી દળ આવશે, ગઢ ઠેલડી મેલાણ;
વીરા મારા જુનેગઢ નગારાં વાગશે,

હળકે ત્રાંબાનું નીશાન. વીરા૦
કાળી કોયલ જેદી ધોળી હોસે, તેદી ઉજળા હોશે કાગ,
વીરા મારા નાગરવેલે ફળ લાગસે,
તેદી નીર વીખ હોશે નાબ. વીરા૦ ૪
નાનેરે ભાઇ મોટેરાને નહી નમે, નહી રાખેમાવતરની લાજ
વીરા મારા નરના કહ્યા નારી નહી કરે,
એવા કલીયુગના એંધાણ. વીરા૦ ૫
બગલા જેવડો બળદીયો, તેદી હોલા જેવી ગાય,
વીરા મારા છછો મહીનાનાં બાળક બોલશે,
એની બોલી ન સમજે કોઇ. વીરા૦ ૬
સાંઢણી દુધે દુઝશે તેને દુધ હોશે બેડા પાર.
વીરા મારા શેરડીયે કણ જામશે,
તેની ખીર હળમાં રંધાય. વીરા૦ ૭
બગલા ગોખે તેદી બેસશે, રાણીયું કરશે રાજ,
વીરા મારા પંડિત જાશે મુર્ખને પુછવા;
એવા આગમના એંધારણ. વીરા૦ ૮
મારો સાયબો એરણ જ્યારે માંડશે ને ખેલશે ચોકમેદાન
વીરા મારા નર નુગરા ને જડું મારશે;
મારે મોધરીયુંના માર. વીરા૦ ૯
મારો સાયબો જ્યારે ઘાંણી માંડશે, ફેરવે લોહ કેરી લાઠ
વીરા મારા નર નુગરાને પીલશે,
એનાં રમત દીવામાં સીંચાય. વીરા૦ ૧૦

## સાવળ ૧ લી.

જીરે બાપજી ભજન વિના મારી ભુખ ન ભાંગે હોજી,
સ્મરણ વિના મારી તલપ ન જાય,
અવર દેવને હું નાહિ જાચું'રે હોજી;
કૃપાકરોને રામદે દયાળ, અજમલ ઘરે અવતાર ધર્યોહોજી રે
જીરે બાપજી આદ જુગના અમર ફળ આસહોજી,
ભવતારણ રામો દીનદયાળ, દુઃખ દારીદ્ર ટાળી સુખ દેજોરેહોજી
સેવક તણા રામો સદા રખવાળ,
અજમલ ઘેર અવતાર ધર્યો હોજી, ૧
જીરે બાપજી મેં ફુડાને મેરા સતગુરૂ સાચા હોજી,
જનમો જનમના કાપે જાળ, બનીઠની ગુરૂ વાટેને ઘાટેરેહોજી
અજમલ ઘેર અવતાર ધર્યો હોજી. ૨
જીરે બાપજી પાંખ વિના પંખી કેમ ઉડશેજી,
જળ વિના માછીયાના કોણ હેવાલ;
રાજ વિનાની કોણ ગતી મેરી હોજી,
લખપતિ રામો સદા રખવાળ,
અજમલ ઘેર અવતાર ધર્યો હોજી. ૩

ત્રણ ત્રણ જુગ આગે વહી ગયા, ન ચોથો સરજનહાર,
એમ બોલ્યા ગુરૂ શ્રવણ કાપડી,
આગમનારે એંધાણ. વીરા૦ ૧૧

## ભાઠી હરજીની રામદેવપીરની સાવળ

જીરે બાપજી મેં ગોરીને મારાજી મળીયા હોજી.
મળીયારે માલાની જારી હરીચરણે ભાઠી હરજી બોલ્યાહોજી
રામદે પીર મને પડછો દેખાડ,
અજમલ ઘેર અવતાર ધર્યો હોજી. ૪

## સાવળ ૨ જી.

ચડો ચડો અજમલરા રામા, એકવાર ઘોડલે જીન ધરો.
પીરજી દ્વારકા રોકાઇ રહ્યા, રામો દ્વારકાં રોકાઇ રહ્યા;
તારે મારવાડ દેશમાં વખો પડયો હોજી. ટેક૦
ગઢ દીલ્હીથી ચડયો બાદશાહ, ગામ રણુંજા ઘેર લીઓ. ચ૦
કોણ કુંવારી ભોમ ભણીને, કોણ કુંવારી આજા ફરે. ચ૦
અજમલજીની ભોમ ભણીને, રામા કુંવરના આણ ફરે. ચ૦
લીલુડા નેજા તોડ દીયો, ગળીયેલ નેજા રોપ દીયા. ચ૦
ગામ રણુંજામાં ગાય વેધીયું, લાલ દેવરા રંગ ચડે. ચ૦
માતા મીલણદે રૂદન કરેછે, તારા મોદીખાના બંધ હુવા. ચ૦
કોરો કાગળ લખે ભાડી હરજી, વધ્યા પંડિતની સાહી પડે.
દ્વારકાથી પીર રામદે ચડીયા, ચંપો કુપો એની વારે ચડે. ચ૦
ગઢગીરનારથી ગોરખ ચડીયા, ચોરાશી સીધ એની વારે ચડીયા.
મેવાડમેંથી મલ્લીનાથ ચડીયા, બાવન વીર એની વારે ચડીયા.
આબુગઢથી કુંભોરાણો ચડીયા, ચોસઠજોગણી એની વારે ચડીયા
એબ ગેબરી માલે જેજુલ, બાદશાહના તંબુડા તોડ દીયા. ચ૦
હેઠ બાદશાહ ઉધર ઢાલીયો, તે પર હંસલો રમણ કરે. ચ૦
ઉભી ઉભી હુરા અરજ કરેછે, હિંદવા બાદશાહને છોડી દયો.

દીલ્લી શહેરમાં દેવળ ચણાવું, ઘેરઘેર રામના જાપ જપે ચ૦
સવા લાખની દેગ ચડાવું, સવા લાખનું છતર ચડે. ચ૦
આદજુગરો સેવક તમારો, દુજા ધણી મેં નવ કીયા. ચ૦
હરીચરણે ભાઠી હરજી બોલ્યા, સદાય ધણી મારી સંગે રમ્યા.

## સાવળ ૩ જી.

આવો મારા નકલંગી શ્યામ નીજારીરે હોજી;
સમરૂં શ્યામ સંતુરો તારણ, ભક્ત ઓધારણ ભારી;
તમે આવો મારા રામદેજી નીજારીરે હોજી,
અજમલ ઘેર અવતારી રે હોજી. તમે૦
ચડીયા સરૂસાદ સલુણા પર તકીયા તપ કારારીરે હોજી;
હોય નરસિંહ રાખો વાણુ ઉષ્ણતા ઉતારી,
તમે આવો મારા રામદેજી નીજારીરે હોજી. તમે૦
મસરી શેલુણુ લુણુરી મસરી, કરડારો ગીરધારીરે હોજી;
દડે રમતાં તો દયત વીદારો, જડ ભોમી વરસાઈ. તમે૦
હુડતા વાણુ વાણીયો સમરે, ઉસી રામ પોકારીરે હોજી;
ચોપાટે રમતા ભુજ પ્રસારી રામા, ખેંચ લીયો કર ઝાલી;
તમે આવો મારા નકલંગી નેજાધારીરે હોજી. તમે૦
સ્વારથીઓ સાથરે સુતો રામા, રૂદન કરે નરનારીરે હોજી;
કરીહેલા હાજર કરીલીલો રામા, રમવા હુવો તૈયાર. તમે૦

## સાવળ ૪ થી.

ગુણ વખાણું અતિ ભારી અલકરા ગુણ વખાણું અતિ ભારીરે;
સંકટ કાપો સહાય માગુ, નકલંગી નામજ ધારી. ટેક,

પ્હેલો પરચો રામે દુધનો પુર્યો, ઉકળતી દેગ ઠારીરે હોજી
દીનોનાથ જ્યારે ભુવન પધાર્યાં પછી મંદિર પધાર્યા મોરારી.
રામદે પીર જ્યારે પીગલે પોઢીયા,ભેળા વીરમદે ભાઇરેહોજી
માતપિતાના મન હરખાણાં, ઘેરઘેર વાધી વધાઇ. અલક૦
મુવેલો વાછડો જીવાડયો રામદે,વેળદ ગાઇ દોવરાવીરે હોજી
એની સરજનાના સંકટ કાપ્યા, હાળદે લીધા ઉગારી. અલક૦
પળેપળે પીર સાભદેને સમરૂં, ઇચ્છે અલક અવતારીરેહોજી
ગુરૂ પ્રતાપે બોલ્યા ભાટી હરજી ધણી ધાર્યો નેજાધારી. અલ૦

## સાવળ પ મી.

જીલા જાટકી બની જાવને હુશીયારરે,
ચારી ઓપટીએ અજમલના રામા આવજોરે હોજી;
વમે હાકો લીલાને વ્હેલા આવજોરે હોજી.
પશ્ચિમ ધરામાં રામો પીર પ્રગટયા હોજી,
પરચો દીધો રણુંની મોજારરે—મારા હાકમ લીલાને.
મધરે દરિયામાં બેડી લાગી બુડવારેજી,
આથો આવો કાંઇ વાણીયાની વારેરે—મારી૦
પારસનાથને પોકારે પેલો વાણીયોરેજી,
પારસ નાવે તેની પાસરે— મારી૦
રામદે ને વીરદે રમતા સોગઠેરેજી,
જાવું જાવું કાંઇ વાણીયાની વ્હારરે— મારી૦
લીલુડાં મલાંણુ રામદેએ માડીયાંને હોજી,
બુડતા તાર્યાં ઓલા વાણીયાના વહાણુરે— મારી૦

## સાવળ ૬ ઠી.

વાગે ભડાકા ભારી ભજનારા, વાગે ભડાકા ભારીરે હોજી,
આર બીજના ધણીને સમરૂં, નકલંગી નેજા ધારી. ભજ૦
ધ્રુવરાજને અમર સ્થાપ્યો, પ્રહલાદ ઉગાર્યો પડકારીરે હોજી
સંધ્યાકાળે દૈત્ય સંહાર્યો, હરીએ નોર વધારી, ભજ૦
તારાદેનું સત રાખવા માળી થયાછે મોરારીરે હોજી,
આલે રૂપાના હેરણ હેર્યાં આરાધે મોજડીયું ઉતારી. ભજ૦

ઝેરના કટોરા રાણાજી મોકલેરે હોજી,
દેજો દેજો મીરાંબાઇને હાથરે—તમે૦
એવા અમૃત કરી મીરાંબાઇ પી ગયાં હોજી,
આવ્યા છે કાંઇ અમીના ઓડકારરે— મારી૦
નરસઇયાનાની નિંદા માંડી નાગરે હોજી,
હાર તો આવ્યો સભાની મોઝારરે— મારી૦
લાખા ગૃહમાં પૂર્યાં પાંડવોરે હોજી,
હાર્યાં હાર્યાં હસ્તીનાપુરના રાજરે— મારી૦
પત્રીકા લખીને રામાપીરને મોકલીરે હોજી,
વાંચી વાંચી આવો વારો વારરે— મારી૦
દુવારકામાં પગડા ભાંગ્યા કોલવેરે હોજી,
દેવળ ફેરવી દીધા દેહારરે— મારી૦
ગુરૂને પ્રતાપે હરજી ભાઠી બોલીયારે હોજી;
દેજો દેજો સાધુ ચરણમાં વાસરે— મારી૦

તોળીએ ત્રણ પુરૂષ તાર્યા, જેસલ ધરડાની નારીરે હોજી;
સુધન્વાના નામ પ્રતાપે, ઉકળતી કડા ઠારીરે. ભજ૦
પળેપળે પીરરામદેને સમરો, ઇચ્છે અલક અવતારીરે હેજી
હરી ચરણે ભાઠી હરજી બોલ્યા, ધણી ધાયો નેજાધારી. ભજ

## સાવળ ૭ મી.

તારો ભરોસો મને ભારી અજમલરા તારો ભરોસો મને
ભારીરેજી.

ભાગ્ય બડો જેને ભગવંતા મળીયા, રામકુંવર નેજાધારી અ૦
મંજારીના બચ્ચા ઉગાર્યાં, બળતી અગ્નિ માંઈરેજી;
ભક્ત પ્રહલાદની પ્રતમ પાળી, માર્યો હીરણાકંશ રાય. અ૦
કૌરવો પાંડવનું ભારથ રચીયું, આવ્યા તે મરંમારીરેજી;
ટીટોડીના વ્હાલે ઇંડાં ઉગાર્યાં, પ્રગટ પરચો ભારી. અજ૦
ગીરધારીએ ગામ ગોકુળ વસાવ્યું, ગોપ બની ગયો ચારીરેજી;
પેસી પાતાળ કાળીનાગ નાથ્યો, પ્રગટ પરચો આપી. અ૦
ગીરિ ગોવર્ધન કરમાં ધાર્યો ઇંદ્રનો મદ ઉતાર્યોરેજી,
વસુદેવ દેવકીનું દુઃખજ ટાળવા, મામા કંશને માર્યો અ૦
ગજરાજ જ્યારે હુવા પ્યાસા, આવ્યા સરોવર માંયરેજી,
જળમાં જઇ વહાલે ઝુંડને માર્યો, ઉગાર્યો ગજરાય અજ૦
સેના ભગતના સંશય ટાળ્યા, આપે બન્યા હરી નાઇરેજી,
દોઈકર મેડી ભાઠી હરજી બાલ્યા બોલ્યા· અમીરસવાણી અ૦

# રામદેવપીરના વીવાહ (ભાટીહરજી)

વીરા મારારે વિવાએ આવ્યાજી,
અને વડી સુરતે તેડાઇ અજમલરા;
પર ઉપકારી પરજના પાળણ હેજી;
દ્વારકા નગરીથી ધણીં પધાર્યાંજી
પોડયા પોકણુ માંહીરે બાવા. વીરા૦
અજમલ ગરે હુઇ વધાઇજી
તો પીંગલ ગઢ પરણાઇરે બાવા
રાત સુતીમે સ્વપ્નુ લાધ્યુંજી,
અને લાધ્યું તે સમરથ નાઇરે બાવા;
વીરાજીનો વિવા રચીયોજી,
વીર સુને ખબર સુરત તેડવાઇરે બાવા. વીરા. ૨
હું ઉઠી અને આણાં આવ્યાજી,
અને આવ્યા તે સમરથ સાંઇરે બાવા.
ઉછરંગમાં મને ઉમંગ ઘણેરોજી,
તો હરખી વાત સુણાઇરે બાવા. વીરા૦ ૩
સાસુરે વારે સાસરો વારેજી,
વારે લોક લોકાઇરે બાવા,
કહે સાસરો તમે સાંભળ વહુ વર રાણીઅ,
તુમ એવે સુકન મત જાઓરે બાવા વીરા૦ ૪
દાદો રણસિંહ પીતા અજેસિંહજી,

એની પરીયું પીરાઇરે બાવા,
કુળમાં જન્મ્યા રામદે કરણી ધરજી,
તો સીધ રામદે સરખા ભાઇરે બાવા. વીરા૦ ૫
પાટણમાં પઢીઆર વસેલાજી,
ને ઠાકર હીમર ઠાઈરે બાવા,
ભર્યાં જાઓને ઠાલા આવોજી,
તો ફેર ઠોર નહી પાઇરે બાવા. વીરા૦ ૬
ડાબા જમણા તીતર બોલેજી,
અને બોલે બોલે બીલાઈરે બાવા;
હરીયા બાગમાં કોયલ બોલેજી,
તોયરે શુકન થયાં સવાઈરે બાવા. વીરા૦ ૭
પાટણથી પરવરી ચાલીયાજી,
અને દીધાં તે રથ ખોધરે બાવા,
એક પલકમાં પોકણ પોતાજી,
તો દીયો મારે વીરને વધાઇરે બાવા. વીરા૦ ૮
ફુલ મજુસનાં કાઢયા વાંધાજી,
અને આરતીયું ઉતરાઈરે બાવા,
પીઢ પાયક રામદે બોલીયાજી,
તો મારી સુગણા બેન ભલે આઇરે બાવા. વીરા૦ ૯
પોકણથી પરવારી ચાલીયાજી,
અને દીધાં તે રથ ખેડાઇરે બાવા,
એક પલકમાં પીંગલ પોતાજી.

તો મીલાયાં વીર વધાઈરે બાવા. વીરા૦ ૧૦
માધલડો મેં જાણ્યો નોતોજી,
તો મોત કઠેથી આઈરે બાવા,
ત્રુટયું સાંગે ગયુંજ વારેજી,
તે સમરે નહી ઘર ભાઇરે બાવા. વીરા૦ ૧૧
ચોથો આંટો ચોરીચે ફીરતાંજી,
અને બેનીએ રાગ સંભળાઈરે બાવા;
પીંટ પાએક પીર રામદે બોલીયાંજી;
તો મારે ઘોડલે જીન કરાઈરે બાવા. વીરા૦ ૧૨
સોઢા ઉભા અરજ દાખવેજી,
પીરનો ગુનો અમારા કાંઈરે બાવા;
પીંઢ પાએક પીર રામદે બોલ્યાજી,
તો મારે ઘેર છેક સુરાઈરે બાવા. વીરા૦ ૧૩
પીંગળથી પરવરી ચાલીયાંજી,
અને દીધો તે રથ ખેખાઇરે બાવા,
એક પલકમાં પોકાણુ પોતાજી,
અને દીયો મારી બેનને વધાઈરે બાવા. વીરા૦ ૧૪
વીરા તણા વેરતીયા આવ્યાજી,
અને આવ્યા તે સમરથ સાંઇરે બાવા;
કંકુ કેશરના તીલક બીરાજેજી,
અને ચોખલીયા ચોડાઇરે બાવા. વીરા૦ ૧૫
લાછુ આવઇ લક્ષ્મી આવેજી;

અને આવે લોક લોકાઈરે બાવા,
પીંઢ પાએક પીર રામદે બોલ્યાજી.
તો મારા સગુણા બેન કે મન આઈરે બાવા વીરા૦ ૧૬
છનછન નોબત વાજેજી,
અને સાહેલીઓ મંગળ ગાઇરે બાવા;
પીંઢ પાએક પીર રામદે બોલ્યાજી;
તો મારી સગુણા બેન ભલે આઇરે બાવા વીરા૦ ૧૭
સ્વપ્નનામાં મેં હીરલો લીધોજી,
અને માણેક મેલું થાયરે બાવા,
ખોટો હીરો મને ખરે કરી દીયોજી,
તો મારા રામદે સરખા ભાઇરે બાવા. વીરા૦ ૧૮
અને તેના બાઇ સ્યાપગ સાચાજી;
એ સ્વપને સર્વ ગત જાયરે બાવા,
એ સ્વપનો તે જુઠો લાધોજી,
આ કેમ સાચો હોઇ જાયારે બાવા. વીરા૦ ૧૯
મોરે રામને કેડે બાઇજી;
અને આયા મંદિર માંયરે બાવા,
મામા મામા કરી મળ્યાં ભાણેજાજી,
તો મામા કંઠે ગઇ મોરી માઇરે બાવા. વીરા૦ ૨૦
અમર પાઘડી વીરો તમારીજી,
અને અવિચળ રાજ કરાઇરે બાવા,
રાએ આંગણે રમે બાળકોજી,

અરજ સાંભળો રણુંજાના રાય,
હુકમ કરો તો પીર જાતરાઉં થાય;
મારી અરજ સાંભળોજી. દોઢ૦
ગુજરાતી વાણીયો જાત્રાએ જાય,
માલ દેખીને ચોર વાંસે થાય. મારી૦
જાડી જાડી ઝાડીયું વસમી વાટ,
બે જણા વાણીયાને ત્રીજો થયો સાથ મારી૦
ઉંચા ઉંચા ડુંગરા વચમાં ઝોળ,
મારી નાંખ્યો વાંણીયો ને માલ લઇ ગયા ચોર મા૦
ઉભી ઉભી અબળા કરે પોકાર,
સોગઠે રમતા પીરને ગયો છે અવાજ,
લીલુડો ઘોડો હાથમા તીર,
વાણીયાની વારે આવ્યા રામદે પીર. મારી૦
ઊઠ ઊઠ વાણીયણ ધડ માથું જોડ,

તો બેત બાર બોલવાઇરે બાવા. વીરા૦ ૨૧
પિંગળ ઉછરંગ પોકલ ઉછરંગજી,
અને ઉછરંગ પાટણ માંહીરે બાવા,
હરી ચરણે ભાઠી હરજી બોલ્યાજી,
તો દીયા આશીષ મીરાંબાઇરે બાવા. વીરા૦ ૨૨

---

## દલા વાણીયાની રામદેવ પીરની સાળ.

ત્રણ ભુવનમાંથી શોધી લાવું ચોર. મારી૦
કહું છું ચોર તમે કેટલેક જાઓ.
વાણીયાનો માલ તમે કેટલા દહાડા ખાવ મારી૦
આંખે કરૂં આંધળો દીલે કાઢું કોઢ,
દુનીયા જાણે આતો રામા પીરનો ચોર. મારી૦
ગાય હલુ વાણીયો ને ભક્તી રાખે ટેક,
રણુંજા શહેરમાં વાણીયે પેરી લીધો ભેખ. મારી૦

# મેરૂનું ભજન.

મેં તો જોયું તખતપર જાગીરે, ઝાલરી ઝણુણુ વાગી. ટેક૦
ગુરૂએ લીધા ઉરમાં, બહુનામીએ સાંધ્યાં બાણ;
વિચાર કરૂં તો વેદના ભારી, ભીતર પ્રગટયા રવી ભાણ. જા૦
હરી ઘોડાને ચડે ચોકડું, શેષ નાગ પલાણ;
ચાંદાસુરજ એના પાંગડાને, તેપર ચડનારી ચતુરસુજાણ જા૦
ગગન મંડળના ગોલોક માંહે, ઈતરરે સુતો નીરધાર;
ત્રણ લોક તેની સેવા કરે, કાય કબીર રણુકાર. જા૦
પ્રેમ નામના પટા લખાણા, સુરતા કરે એની સેવ;
સુજા પ્રતાપે મેરૂ બોલીયા, એને મળ્યા નિરંજન દેવ. જા૦

# ગીરધરનો ચાબખો.

જયાં લગી આત્મા અંગમાં છે, ત્યાં લગી હરી હરી તું કે.
હાલતાં હરીને ચાલતાં હરી ઉઠતાં હરી કે;

સુતા લગી તું સમરીલે (૨) તો તેની બોલાશે જે. જયાં૦
દ્રષ્ટિ પદારથ સરવે ખોટું'ને, આત્મા તો અંખડ છે;
કીડી પંતગને બ્રહ્મા લગણ (૨) એને કાળચક્રનો ભેછે. જયાં૦
લીધા સરખું નામ હરીનું, લઈ શકે તો લે,
દીધા સરખું દાન અન્નનું, (૨) દઈ શકે તો દે જયાં૦
જુવાનીમાં તમે જાણતા નથીને સાચા દેવના બે;
એક છે અન્ન બીજું હરિનું ભજન (૨)
તારી સાનમાં સમજી લે. જયાં૦
એક દહાડો એવો આવશે, દીવા વિના નગારા વાગશે;
એક દીન પ્રાણી એવો પણ આવશે (૨)
તારી સમશાન ધમશે ચેહ. જયાં૦
સંસારીયા પ્રપંચ મેલીને, સતગુરૂને ચરણે રે;
ગીરધરદાસ કહે હરીપ્રતાપે, (૨) એક સતગુરૂ સાચો છે. જયાં૦

---

# ભાણા લુવાણાનું ભજન.

## ભજન ૧ લું.

એ અભ્યાગતની વ્હારૂ નથી કરતા,
ભણે લુહાણો ભાણે રેજી;
ચીતોડગડમાં મીરાંને મળીયાં, એ ટાણાના હરી આલોરેજી;
ઝેરના પ્યાલા અમૃત કરીયાં, શું બેઠું તારે નાણું—એ.
દ્વારીકામાં કોલવાને મળીયાં, એ ટાણાના હરિ આવોરેજી;

દેવળ ફેરવીને દર્શન દીધાં, શું બેઠું તારે નાણું—એ.
જુનાગઢમાં નરસિંહને મળીયા, એ ટાણુાના હરી આવોરેજી;
કુંવર બાઇનાં મામેરાં પુર્યાં, શું બેઠું તારે નાણું—એ,
પ્રહલાદ કારણ થંભ ધગાવ્યો, એ ટાણુાના હરી આવોરેજી
થંભ ફાડીને દર્શન દીધાં, શું બેઠું તારે નાણું—એ,
ઉંડા જળમાં ગજને ગ્રહાચો, એ ટાણુાના હરી આવોરેજી;
ઝુંડ કાપીને કટકા કીધાં, શું બેઠું તારે નાણું—એ.
વાળામાં ભક્ત ધનાને મળીયાં, એ ટાણુાના હરી આવોરેજી;
વેળુમાંથી રતન નીપાવ્યા, શું બેઠું તારે નાણું—એ.
પાળીયાદમાં પીર વિમાસણુને મળીયાં
એ ટાણુાના હરી આવોરેજી;
પરચો પુરીને ધ્વજા બંધાવી, શું બેઠું તારે નાણું—એ.
વડોદરામાં ભાણુાને મળીયાં એ ટાણુાના હરી આવોરેજી;
બેડી તોડીને દર્શન દીધાં, શું બેઠું તારે નાણું—એ.

## ભજન ૨ જું.

મન તું રામ ભજીલે રાણા તારે ગુણુ ગોવીંદના ગાવા હોજી;
ખોટી માયા ખબર ન પડી, પછી ફળા વિના કુટાણોજી;
જુઠી માયાસે જગડો માંડયો, બળે કરી બંધાણોજી મન.
કુડી માયા તારે કામ નહી આવે. નહિ આવે ભેળાં નાણુાંજી
હરામની માયા તારી હાલી જાશે, પછી દામ રેશે હુંટાણુારેમ.
કુંણુપ વિનાના નર કુડા દીસે, ભીંતર નહિ ભેદાણુાજી;
સુર વિનાના હળવા હીંડે, નર ફરે નીમાણુા. મન૦

સૌ વરસ સિંધુમાં રહ્યા પણ, ભીંતર નહી ભીંજાણાજી.
જળનું તો કંઈ જોર ન ચાલ્યું, પલળ્યા નહીએ પાણા. મન
તારા રાણી તુંહી તુંહી જપીયાં, રોઈદાસ રૈધાણાજી,
દીક્ષા લઇને દાતાર ચાલ્યા, હરીશ્ચંદ્ર હાથ વેચાણા. મન૦
રાવણ સરખા રહ્યા નહી, ને ઇંદ્ર જેવા અટવાણાજી;
જરાસીંધ સરખા રહ્યા નહીને, પછે કૌરવ તો કુટાણા,મન
સઘળી માયા ભેળી કરીને, નીચે ભરીયાં નાણાં;
મુવા પછી મણુજર થઈ બેઠા, તાપર રાફ રૈધાણાં. મન૦
વળ ફરી વૃતિ નવ ફરી, તાર બોલ નવ બદલાણાજી;
છબી ફરી પણ ચલણ ન ફરી તારી ભ્રાંતન ગઈ ભરમાણા મ૦
અવતાર તો અનેક ધર્યાંને, ભવોભવ ભટકાણાજી;
જરા મન જીત્યો નહી જીવણ તારો લોભ ન ગયો,લુવાણા મ૦

# લીલમબાઈનાં સ્વપ્નાં.

## સ્વપ્નું ૧ લું.

તમે સાંભળજો રેહાં રેહાં હે મારી બાઇ;
મારા સપનાનોરે વિચાર;
હરો હયેંને અસવારે ઉભો મારે આંગણે હાં;
એને પેરણીએ હાંરે હાં. હે મારી બાઇ.
જાણે લીલુડારે નેત્રમાં હરોહર દેશરે પછમ કેરો રાજીયોરેહાં
દેશ પછમ કેરો રાજીયો ને મારે તે મંદીર આવીયો,
હરીને હીરા માણેક પુરીને મોતીડે અલખ વધાવીઓ. ૧

નકલંગીનો અવતાર દીઠોરેહાં તે અલખ જાણીને આરાધીઓ
હરીને પાયે પદમને હાથે પુસ્તક મોરમુગટ શીર બીરાજીયો ૨
લીલુડે રેવત મારો શામચડીયારેહાં અલખ પુરૂષ મેરા ધણી;
મને ખાંત લાગીતે ભ્રાંત ભાગીને નુરરે કળા વસ્તી ઘણી. ૩
પંડિત બેઠારે વેદ વાંચેરેહાં, કોલીઆ લે ગ્રાસતી,
પોર પેલે મુને સપનું લાધ્યું તે સાંભળજે બેની મહાસતી. ૪

## સ્વપ્નું ર જું.

તમે સાંભળજોરે હાંરે હાં હે મારી બાઈ;
મારા સપનાનો રે વિચાર;
હરહર મારેને ગુરખ મહા ઝગન માંડીયો, માંડલોરે હાંરેહાં
મારા મંદીરીયા રે મોજાર હરોહરને,
બારરે જોજનમા ધણીનો માંડવો;
તીયાં નોતરીયારે વરણ અઢાર હાં. ૧
મન ઇચ્છિત મુનીવર આવશેરે હાં,
ત્યાં હુવા મસાદાને મંડપ રચીયા,
થંભે થંભે દીવા હુવા તરીયારે તોરણ ભેર ભુંઝળારેહાં. ૨
અને સુરર વાગે બહુ, મારા નાથજીનો જગન જોવાને
બાપ પુરૂષ મળીયા સઉ, પખાજ વાગેને પાત્ર ઓડેરેહાં ૩
પુજ્યતણીરે કોલી ફરે, પકવાનરૂપી રહેશેને સ્વસ્ત દીસેને,
વરતુ વીચારી સંતો ઓચરે, સોનમે રૂડી જોત્ય જળકેરેહાં
રત્ન જડીત્ર દાન દીએ, પોરે બીજે મને સપનું લાધ્યું;
મારે ગુરૂએ મહા જગન માંડીયો.

## સ્વપ્નું ૩ જું.

તમે સાંભળોરે હાંરે હાં મારી બાઈ
મારા ત્રીજા સપનાનોરે વિચાર.
હરહર મારેને ગુરૂએ મહા જગન થાપીયો,
અને થાપેલોરે હાંરે હાં. હે મારી બાઈ૦
મારા મંદીરીયા મોઝાર હરોહર,
ઉપરને જોત્યે કળા ધરી તીહાં ઇશ્વર,
મહાદેવ મહાદેવ રેહાં, જાણું આવીયારે. દરબાર. ૧
હરોહર ગત્યને ગંગારે પાવબ પુરશે,
અને ઇંદ્ર ઉતારે હરીની આરતી;
હનમાન હાથે કોળી દીએને, સધકા દીએ માતા સરસ્વતી.
સહસ્ત્ર અઠયાસી ઋષી તીહાં મળીયારે હાં,
પવિત્ર કીધું રે મારૂ આંગણું,
તેત્રીસ ક્રેડ દેવતા મેલીને કોકણુ બાઇનું ત્યાં ભરૂ, ૩
સોનેમે રૂડારે મોરો મદીસેરેહાં, ગોખ રતન મેમા ઘણો
પોહરૂ ત્રીજેરે મને સપનું લાધ્યું તેમાં દીઠારે સોનાતણો ૪

## સ્વપ્નું ૪ થું.

તમે સાંભળો મારી બાઈ, મારા ચોથા સુપનાનો વિચાર
ગત્યને ગંગારે ઉભા મારે આંગણે,
અને તમે રેજો રેજો રૂડા ધર્મને ધ્યાન. હરે૦
જ્ઞાન ને અજ્ઞાન ફ્ળ રૂડા પામશો,

કાળ મેલીને રંગે ખેલો રે હાં;
ને ભાયડા શું રે ભાવે મળો,
સાચા સાધુ સાથે સગપણ રાખો. ૧
ભુલની સંગતીયું તમે પરહરો,
કરોને મેળો રૂડા સાધુ તેડોરેહાં નરને નારી તો તરો. ૨
પંથ લાધ્યો મુને ગરવા દેવનોને અખુટ રોજી તો મળો
પાંચે પાપના સેવો સ્યત્રાસે, જે કોઇ સપનું સાંભળે. ૩
અમતસુ આઢા શીલ સંતોકી, નીજીયાધરમ લેઇને આદરે;
આજ સપનુંરે શીલ સજની, પુરણ ભાગ્યે પાઇયે. ૪
વાસુકી લોબડીયોને બોલ્યોરે લીલમભાઇ,
ગરવીરે ગંગાના ગુણ ગાઇએ. ૫

## ગણેશપુરીનું ભજન.

વૃક્ષ બીજમાં બીજ વૃક્ષમાં, થાણા ઠીક લગાયારે;
કઇકે રાખે તજ બોયાને, કુડા કપાસીયાજ કાઢયા;
અબ તો ખલકા ખુબ બનાયા.
પવન પુરૂષ પધાર્યા ઉસમે, પવન પુરૂષ પધાર્યા. ખલક૦
સુકરણ નારીકા તન લાગી, સુક્ષમ તાર મીલાયા;
તીન તાગડે તડી બનાઈ, પાંચ તંત્રકા તાણા. ખલક૦
મહા કવેશ્વર વણવા બેઠા, હરદમ તાર મીલાયા;
વણતાંવણતાં નવ માસ લાગ્યા, ત્યાં પચરંગી રૈજા લાયા. ખ૦
સતકી સોય ધર્મકા ધાગા, સતગુરૂ શીવણ લાગા;

ટુકડા જો ભેગા કીના, સાંધા ઠીક લગાયા. ખાલક૦
કેવળ કરીને ગુરૂ પુરા મળીયા, જુના દેશ બતાયા;
ભવસાગરમાં તારી લીધા, ગણેશપુરીયે ગુણ ગાયા. ખાલક૦

# છોટમનાં ભજન.

## ભજન ૧ લું.

અલખ નામ ધુન લાગી ગગનમેં, મગન ભયા મન મેરાજી. ટેક.
આસન મારી સુરત દ્રઢ ધારી, દીયો અગમ ઘરડેરાજી. અ.
ઇંગલા પીંગલા દોનું છોડી, સુખીમણ ચિત્ત દ્રઢ ધારાજી;
ત્રીવેણીમાં તાર પીલાવો, અજંપા આદિ ઉચાર્યા હોજી. અ.
જહા તંત્ર અનહદ બાજે અહોનીશ, હોત નાદ ઝણુકારાજી;
ઘન બીન અદભુત હોત ગર્જના, બરસે અમૃતધારા હોજી. અ.
કોટી કોટી રવી શશીકી શોભા, જગમગ જોતી ઉજારાજી;
જન છોટમ સતગુરૂ પ્રતાપે, દરશા અલખ દેદારાજી. અ૦

## ભજન ૨ જું.

તેરી નેનું બાગે નામ નીરખ, મેરમ ધણી છે મોટા. ટેક.
મુરખડે તો મહેલ બનાયા, ઉંચા કરીયા ઓટા;
ઇ સરવે ઇંદરકી બાજી, ચણીયા મંદીર ખોટા. તેરી૦
હસ્તી ઘોડા માલ ખજાના, રાજા હોત મન મોટા;
જે નર ફરે અભીમાના, પાણીકા પરપોટા. તેરી૦
ત્રીકુટી માંહે તાર મીલાવે, અણી અગપર હોતા;

પ્રેમ પુતળી જેણે નીરખી, તે પુરૂષ પાર જઈ પોતા તે૦
સાત સમુદ્ર બીચ મહોલ બનાયા, ત્રેવહદે હેઠ કોઠા;
પવન વીરકી ચોટ ચલતહે, જઇ લંકાગઢ લુટયા. તેરી૦
જનમ જનમકા કામી તેરા, કરીયા હીણા ખોટા;
સતગુરૂ સાહેબ સનમુખ ઉભા, ત્રીકમ ચરણે છોટા. તેરી૦

## ભોજલનાં ભજન.

### કાચબા કાચબીનાં ભજન.

કાચબો કાચબી જળમાં રહેતાં, હતાં હરીનાં દાસ; હતાં૦
દર્શન કારણ બારણે આવ્યાં (૨) રાખીને વિશ્વાસ.
પારધીએ નજરે ભાળ્યાં (૨) ઝાલીને બાંધી માર્યાંજી;
કળકળમાં કાચબી કુડી (૨) રામૈયાની રીતછે રૂડીજી. ટેક
કાચબો કહેછે કાચબીને, તું રાખને ધારણ ધીર; રાખને૦
આપણને ઉગારશે (૨) વહાલો જુગતે જાદવ વીર.
ચીંતા મેલી ચરણે આવો(૨) મરવા તુંને નહીંદે માવોજી.કળ.
વારતીતી તે વખતે મારૂં, કંથે ન માન્યું કહેણ; કંથ ન૦
કાળ આવ્યો કોણ રાખશે(૨) ત્યારે નીચા શું ઢાળો નેણ.
પ્રભુ તારો ન આવ્યો પ્રાણી (૨) માથે આવી મોત નીશાનીજી.ક૦
અબળાને ઇતબાર ન આવે કરીએ કોટી ઉપાય, કરીએ૦
કહ્યું ન માને કોઈનું (૨) એ તો ગાયું પોતાનું ગાય;
એવી વિશ્વાસ વિનાની,(૨) પ્રથમ પહેલી મત છે પાનીજી. ક૦

કાચબી કહેછે કયાં ગયો, તારો રાખણહારો રામ. રાખણ
પ્રાણ ગયા પછી પોંચશે (૨) આવી શું કરશે તારા શ્યામ;
મરવાટાણે મતી મુંઝાણી (૨) ત્રુટયા પછી ઝાલવું તાણીજી. ક.
ત્રીકમજી ત્રણ લોકમાં મારે, તમારો ઈતબાર, તમારો૦
અટક પડી હરી આવજો (૨) મારા આતમના આધાર;
છોગાળા વ્હાર છે છેલ્લી(૨) થાજો બળતાના બેલીજી. કળ૦
કાચબી કહે હવે કોણ ઉગારે, જાતો રહ્યો જગદીશ. જાતો૦
ચારે દીશાએથી સળગી ગયું (૨) ઓરીયાં વીચો વીચ;
આમાંથી જો ઉગરીયે (૨) પાણી બહાર પગ ન ભરીયેજી. ક.
બળતી હોયતો બેસને મારી પીઠ પર રાખું પ્રાણ, પીઠ૦
નીંદા કર મારા નાથની (૨) ઘેલી મારે છે મુજને બાણ,
વ્હાલો મારો આવસે વ્હારૂ (૨) આમાંથી ઉગારવા સારૂંજી. ક.
કાચબી કહે કીરતાર ન આવ્યો, આપણો આવ્યો અંત. આ.
હરી નથી કોઇના હાથમાં (૨) તેનો તમે શું બાંધ્યો તંત,
જેનો વિશ્વાસ છે તારે (૨) પ્રભુ તારી પતીત જાશેજી. ક.
વીઠલ મારી વારે ચડજો, શામળા લેજો સાર; શામળા૦
લાજ લોપાશે લોકમાં (૨) પછી કોની વ્હાર;
હરી મારી હાંસી થાશે (૨) પ્રભુ તારી પતીત જાશેજી. ક૦
કેશવજીએ કરૂણા કીધી મોકલ્યા મેઘ મલ્હાર, મોકલ્યા૦
આંધણથી ઉગાર્યાં (૨) આવી કાચબાને કીરતાર;
ભોજો કહે ભરોંસો જેને (૨) ત્રીકમજી તારશે તેનેજી—કળ૦



# ચેલઈયા પુરાણ તથા હાલરડું.

હરી ગુરૂ સંતને સમરીએરે, ચોવો ગણપતી દેવરે;
સમર્યો લખ લાભ દીએ, જેની પ્રથમ પેલી સેવરે.
ગુણ ગાયેરે હરી ભકિતના જેને સતે સ્થંભાય આસમાન ભાઈ;
સત વિના સાયબ ન રીજેને, વાંચે વેદ પુરાણ ભાઈ.
સગાળશા શેઠને સંગાવતી રાણી, એવા નીમધારી નરને નારરે;
સાધુને જમાડીને પછે જમતાં જેનો અહોનીશ ધર્મ અપારરે.
એક સમે એને અટક પડીને, મેઘ મંડાણા મુશળધારરે.
પરજન ઉડયો દને આઠમોતો, એ સત નવ છોડે શાહુકારરે.
વરસી રહ્યા ત્યારે વકીલ તેડાવ્યોને, દશોદરા ઘોડા જાય ભાઈ;
અભ્યાગત વીના મારે અનદા ન ખપેરે, એનો કરોને કાંઈ ઉપાયરે
વાચોતર ચાલ્યા એને ગોતવાનેરે, જોયાં નગર હરદવાર ભાઈ;
તળાવની પાળે એક તપસી બેઠાને, શેઠ કીધા સમાચાર ભાઈ.
શેઠે કાને સાંભળીનેરે, અણુવાણે પગે ઘોડયા જાઈ ભાઈ;
પ્રણામ કરીને પગે લાગ્યાતો. હઈડામાં હરખ ન માય ભાઈ.
સગાળશા શેઠનું સત છોડાવાને, કોઢીયા થયા કીરતાર ભાઈ;
આવી દેવળમાં ઉતાર્યાનેરે, દેહી કીધી છે બેહાલરે.
દુર્ગંધ આવીને ભુત ભાગેરે, માખા મળીયા છે અનેકરે;
તોય ડગે ન મન શેઠનુંરે, એવી મોટાઓની ટેક ભાઇ.
શેઠે સાયબને જયારે ઓળખ્યાનેરે, તેના માનવી સુણજો મર્મરે;
ભોજલના સ્વામી મારે ભોવન પધારોને, રાખવા લાજશરમરે.

## કડવું ૧ લું.

ચરણ ધોઇને ચરણામૃત લીધાંને, સીધ્યાં તે સઘળાં કામરે;
કરજોડીને પછી કહેવા લાગ્યાને, મંદીર પધારો મારા નાથ.
અતિથિ વાણી ઓચર્યાનેરે, સાંભળો સતી મોરી વાત રે,
મારી કાયા મારે હાથ નહીંને મને પીડા કરેછે ઉતપાતરે,
રથ રેવતી જોતરૂંનેરે, ગાદ્દી નંખાવું ગોપાળ રે;
તેઠી બેસાડું તમને ત્રીકમાને, તપે મેહરૂ કરોને મહારાજરે.
વળતાં અભીયાગત બોલીયાને મારે રથ ઘોડાનું નથી કામરે.
અમે અવીનાશી રહીએ એકલાને, સાં ણેશો મારૂં નામરે.
પ્રભુ મંગાવું પાલખીને, માંહી આઝી કરાવું જતનરે.
પવન ન લાગે એવા પડદા બંધાવુંને; જેમ રાંક રાખે રતનરે.
મનગમતી રસોઈ અમે માગી લેશું, ત્યારે જાશે તમારો ભર્મરે;
સરભંગીસાધુ એવડો સોચ નહી મારે, કઠણ હમારાં ખટકર્મરે.
વળતાં અભીયાગત બોલીયાનેરે, જો હું આવું નગર મોજારરે;
તારી નારી જો આવે તેડવાનેરે, નીકર બેસી રેશું બારટે.
હરખેથી હરીજન ચાલીયાનેરે, આવ્યા પોતાને દુવારરે;
પત્નીને લાગ્યા પુછવાનેરે, હવે શો કરવો ઉપાયરે,
સતી કહેછે સ્વામી હમારારે, ઢીલ ન કરશે લગારરે,
આ ઘડી જઇએ એને તેડવાનેરે, એ માનવી નહી પણ મોરારરે;
સામેયા લઇનેરે સાબદા થીઆંને ગયા પુરવના પાપરે;
ભોજલના સ્વામીને ભેટતાંનેરે, ટળી ગયા ત્રીવીધી તાપરે.

## કડવું ૨ જું.

કનક ઇંઢાણીને કંડીઓનેરે, મહીજુગતે બેસાડયા જદુવીરરે;
સંગાવતીયે શીરપર લીધાને, ભીંજાણા સતી કેરાં ચીરરે;
નગરના લોકજ ટોળે મળ્યાને, જોવાને વરણ અઢાર ભાઈ,
અનેક વાણી ઓચર્યાનેરે, હાંસી કરે છે હજારરે.
ઉના જળ મેલીને સ્નાન કરાવ્યાંને પોઢાડયા પલંગવીશાળરે
ભાવે કરીને ભોજન નીપજાવ્યાંને, મીઠા મેવાને પકવાનરે.
ચંદન ચરશેનેરે ચરણ ઓરશેને. વીંજણે ઢાળે વાયરે;
હાથ જોડીને હરીજન ઉમાને, આરોગો શ્રી ભગવાનરે.
અતુંસ દેહ મુને અગ્નિ કરેછેને, મારે છે માટીનો આરરે;
ઓતમ વરણ તમે કેમ કરશોને હેયે કરોને વિચારરે
કસાઇ વાડેથી તુરત મંગાવીને, મેલ્લી છે લોકની લાજરે;
ભાગ્ય વડો દીનાનાથ પધાર્યાને, ધન્ય ઘડી મારે આજરે.
નવાનવા રૂપજ અમે ધરીયેને. રહીએ છીએ વન મોઝારરે;
અઘોરપંથી મારે આહાર માણસોનો, પરમાટીનો નથી પ્યારરે
નરને નારી એકઠા મળીઆને, હવે શો કરવો ઉપાયરે;
પ્રભુ જોવાને આવ્યા પારખ્યુંનેરે જો ના પાડીએતો સતજાયરે
પુત્રને ચાલ્યાં પુછવાનેરે. નિશાળે શેઠ શગાળરે;
સુતને કેછેરે સાધુ આવ્યાને, તમારો કરવાનોછે કાળરે.
ચેલઇયો કે છે સત નવ છોડીએને, મરને જડામૂળથી જાયરે
ભાવે કરીને ભોજલ બોલ્યાને, ઘણી અટક પડે ઓળખાયરે.

આતે મારી કાયા અંતે પડવાનીને, એમ બોલ્યો છે બુધીવંતખારે
સાધુને હાથે મારૂં મોત સુધરશેને, ટળશે જનમના જંજાળરે.
આગેમોરધ્વજે અંગ વેરાવ્યાને કરણે કીધાં કાયાનાં દાનરે;
શીબીરાજાની માટી સાબે જોખાણીને તારેરીઝયા હતાભગવાનરે
હરસનરાજા માથેહેલ પાણીનીને, હેવે નાખ્યો તો માથે દંડરે;
તોય સતવાદી સત નવ છોડેને, મરને ભાંગી પડે બ્રહ્માંડરે
દધીરૂષીને જ્યારે દેવતા જાચ્યાને જેના વાંસાના કરાવ્યાવજરરે.
કુંવાડે અંગ માંડયાં કાપલાતોયે બોલે નહી બુધિનો સાગરરે
શીર મળે પણ સમોન મળેરે, મારે ઘેર મોહન થયાછે મેમાનરે
આવ્યો અવસર પાછોપગકેમ ભરીયેને, તનમનધન કુરબાનભાઈ
હાર ન પામો તમે હિંમત રાખોને, જો જો મોટાઓના મરમરે
પરમારથકારણ પરને પ્રાણ હોમાયતો, નહી છોડીએ સતધરમ,
એટલો પડકારો જ્યારે પીતાને દીધોને, તારેહરીજન થયાહુશીયારરે
સુતના વચન સાંભળીને છાતીમાં પડી ગયા સારરે.
ચાકપરથીજેમ પીંડો ઉતારેને, એમચેલઈયે ઉતાર્યું એનુંશીષરે
અર્પણ કરીને આગળ ઉભા ત્યારે જોઇ રહ્યા જુગદીશરે.
બહુનામી કહે છે હવે બાઇને. સતી સજોને સોળે શણગારરે.
હસતાંને રમતાં એને તમો સુધારોને, રોતાં નહીરે લગારરે
કળપેલ દાન અમે લેતા નથીને, એવી આદુનીરે મારેછે ટેવરે,
ભાવે કરીને ભોજલ બોલ્યારે, તૈયાર આલાને તતખેવરે

---

## કડવું ૪ થું.

નવાનવા આભુષણ પેરીનેરે ચેલઈયાને સુધાર્યો તેણી વારરે
ભાવે કરીનેરે ભોજન નીપાવેરે, આરોગો નંદના કુમારરે;
શીશ હતું તેતો શીંકે ચડાવ્યુંને, કાયા આણી કામરે;
ભુખે માર્યાની ભાળી ભક્તિ નમારી, મને મેલી બાવો
મારે ઠામરે.
ખાંડણીયામાં શીશ કચરાવુંરે, કીધા કઠણ વચન ભાઈ;
ઇંદ્ર તાપ તેનો જીરવી ન શકયોને, છોડી ભાગ્યો ઇંદ્રાસનરે
જમવા ટાણે જોગીશ્વર બોલ્યાનેરે, સાંભળોને મારી વાતભાઈ
વાંઝીયાના અનની વરત નહી મારેને, શુરતે કેમ સમાતરે;
સંગાવતી કેછે તુંને રમત દેખાડુંને, તું માટી થાજેમહેરબાનરે.
તું આવ્યો મારૂ સત છોડાવતો, હું ઝલાવું તારો કાનરે.
પાંચ માસનું વીરજછે મારેને, વાંઝીયાં નથી દીનાનાથરે;
સતીએ ઓદર માંડયું ચીરવાને, ત્યારે હરીએ ઝાલ્યાતેનાહાથ
ધન્ય ધન્ય સતી ધરમ તમારોને, મેં જોયું મરજીવાનું મનરે
પુત્રને વેધી મારૂ સનમાન કીધુંનેરે, એમ મુખથી બોલ્યાવચન
માગ્ય માગ્ય સતી માગ્યતે આપું એમ કે છે કરૂણા નીધાનભાઇ
આવી કસોટી (મ) દેજો કોઈને, સ્વામીએ માગું વરદાનરે;
પરીબ્રહ્મ પોતે પ્રગટ જુવેને, દીન પાંચમે પારરે.
ચેલૈયાને સજીવન કીધોને, તારે વરત્યો જેજેકારરે.
ચેલૈયા આખ્યાન જે સાંભળે, તેને વૈકુંઠ હોજો વાસરે;
ગુરૂ પ્રતાપે ભોજલ બોલ્યાને, ધન્ય ધન્ય મારા નાથરે.

# ચેલઈયાનું હાલરડું.

હેરી તારે હાલરડે હડતાળ બાળા ચેલૈયા જીવો ભાઈ.
ચેલૈયા ખમા ખમા. ટેક૦
હેરી મારા નોધારાના આધારરે,
બાળા ચેલૈયા જીવો ભાઇ.
હેરી મારા ચાંખડીયાના છડીદારરે;
બાળા ચેલૈયા જીવો ભાઇ. ચેલૈયા૦
હેરી મારે કણ તો ખુટયા કોઠારરે,
બાળા ચેલૈયા જીવો ભાઇ. ચેલૈયા૦
એજી મારે હાલરડે હળતાળ.
કુંવર ચેલઇઆ ખમા ખમા ભાઇ. ચેલઈઆ૦
એજી તારા મહેતાજી જુવે તારી વાટરે;
કુંવર ચેલઇઆ ખમા ખમા ભાઇ, ચેલઈઆ૦

## સાખી.

અમે જાણ્યું ચેલઇઆને પરણાવશું, જાડી જોડશું જાન;
પણ ઓચીંતા મરણ આવીયા, સ્વર્ગમાંથી ઉતર્યાવિમાન. બા૦
લીલી હોજે લીંમડી, એની શીતળ હોજે છાંય,
બંધવ રહેજો અબોલણો; તોય પોતાની બાંય.
કુવા ઢાંકણ પાત્રડું જગની ઢાંકણ જાર;
બાપનું ઢાંકણ બેટડો; એમ ઘરનું ઢાંકણ નાર. બાળા૦
ફળ વિના ઝુરે પીપળી એમ બંધવ વિનાની ઝુરે બેન;

# ભોજલનું ગોપીચંદનું ભજન.

## ખંડ ૧ લો.

હરી ગુરૂ સંતને સમરીને ચોથા ગણપતિ દેવા,
જેને સમરે સુખ પામીએને વધ તણા ઉપદેવા,
ઓતરા ખંડના રાજીયાને ગોડબંગાળા ગામ,
તલકચંદ રાજા રાજ કરને ઘેર પતિવ્રતા નાર,
સામે ગામથી ચોર આવ્યાને આવ્યા વન મોઝાર,
વનમાં વસે એક જોગીએનો પરકમા કરી લાગ્યા પાયજી,

પુત્રિવિના ઝુરે માવડી; એજી તારે પીંગળે પડીએલખોટ બા૦
હે ઘર નમ્યું તો ભલે નમ્યુ, વળી તું નમ્યો ઘરનો મોભ
જેના ઘરમાંથી કંધોતર ઉઠયાં તેને જન્મોજન્મનોશોક બા૦
હે મેલામાં મેલો ફુભડો, તેથી મેલો લોભ,
તેથી મેલો શગાળશા વાણીગો, એતો સુવે નપામ્યો મોક્ષ બા૦
હાથે પોંચી હેમની, વળી ગળે એકાવળ હાર;
જેને આંગણે નહી દીકરો હેરી તેના મંદીરીયાં સુનકાર બા૦
જળ વછોઇ મ.છલી, ટોળા વછોઈ ગાય;
હરણ વછોઇ મૃગલી; એમ પુત્ર વછોય માઈ બાળા૦
ભાઇ મરે ભવ હારીયે, બેની મરે દશ જાય;
બાળપણમાં જેનાં માવતર મરે, તેને ચોદશના વા વાય બા૦
ચેલઇયાને સજીવન કીધો લાગ્યા પ્રભુને પાય;
ભોજલના સ્વામીને ભેટતાં પંડનાં પ્રાયશ્ચિત જાય. બા૦

ચારે ચોર એમ બોલ્યાને જાઈ બંગાળા માંહી,
સુખે ચોરી કરી આવીએ તો દેશું બાવાને ચોથ ભાગ,
ત્યાંથી ચોર ચાલીયાને આવ્યા બંગાળા પાસ,
મસાણુની રાખ લઈને ગયા શહેર મોજાર;
ત્રીજુરીમાં ખાતર દીધાં ગાંઠડી બાંધી ચાર,
કુંચી કમાડને ખોલતા ભાળ્યો મીણાવંતીનો હાર.
ચોરે મન વીચારીયુંને સાંભળો ભાઈ એક વાત.
હાર નાંખશું બાવાની ડોકમાં પાડશું ચોથ ભાગ.
ત્યાંથી ચોર ચાલીયાને આવ્યાં વન મોઝાર,
હાર નાંખ્યો બાવાની ડોકમાં પુગતો કરજો ચોથ ભાગ.
પ્રભાત થયુંને ભોર થયો ચોપદાર જાગ્યા તેની વાર;
આપણી તેજુરીમાં ખાતર દીધાં ધન ચોરાંણું અપરંપાર.
મોલમાં જાગી મીણાવંતી ન ભાળ્યો રત્નહાર.
ત્યાંથી દાસી દોડી આવી રાજા આગળ ફરીયાદ.

## ખંડ ૨ જો.

કોપ કરી રાજા બોલીયો જાવ ચોપદાર આંણીવાર;
ચોર લાવો સજ કરીને ગોતી લાવો હાર ને માલ.
ત્યાંથી સીપાઇ ચાલીયાને આવીયા વન ખંડી મોજાર;
હાર ભાળ્યો બાવાજીની ડોકમાં સરવે થયા હુશીયાર.
હાર લઇ સડીકો ચાલીયોછે આવ્યો રાજાની પાસ;
રાતની કરે બાવો ચોરીચોને દીવસનો માગે લોટ.
કોધ કરીને રાજા બોલીયાને જાઓ સાડીકા ન્યાય;

એ બાવાને મારી કરીને વેહેલા આવો આંઇ.
ત્યાંથી સાડીકો ચાલીયોને આવ્યો ચોપદાર પાસ;
રાજાએ હુકમ આપીઓ બાવાને મારો ઠાર.
તલવાર બંદુકથી બાવો ન મરે શું કરશું તેનો ઉપાય;
રાજા કને આપણે જઈએ ને એનો કરીયે ઉપાય,
ત્યાંથી બાવાને લઈને ચાલ્યા આવ્યા વાડી મોજાર;
તોપને ગોળે બાવાને મારોને શું કરોછો વીચાર;
ત્યારે સાડીકો બોલીયો સાંભળો રાજા વાત;
એ બાવાને નાંખો વાવમાં ઉપર પુરો પથ્થરને લાદ;
ત્યારે બાવાની ગાંસડી બાંધી નાંખ્યો વાવ મોજાર.
ત્યારે જોગીરાજ જાગીયા સાંભળ રાજા વાત-
અમારાં ભજન ચુકાવીયાં સમાધી ખોલાવી આ વાત.
એક માસમાં મૃત્યું તારૂં થશે લાગીયા જોગીના શ્રાપ.
હાથ જોડી રાજા બોલીયાને સાંભળો જોગી મહારાજ.
તમે કીધું તે કબુલ છે પણ રાજ નીરવંશ જાય-
ત્યારે જોગીને દયા આવીને સાંભળ રાજા વાત.
એક પુત્ર તારે થશે ગોપીચંદ એનું નામ;
નથી સુંણ્યો નથી સાંભળ્યો નહી કવી એને ગાય,
ગુરૂને પ્રતાપે ભોજલ બોલ્યાને ખંડ બીજો પુરો થાય.

## ખંડ ૩ જો.

ઉંચાં મંદીર માળીયાં ને નીચા ગોપીચંદ નાથ.
હાથ પગ ચોળે એની સ્ત્રીઉં મોલુમાં રૂએ એની માંય;

રાજા ગોપીચંદ જનમીયા વાગી રૂડી વધાઈ,
જોશી તેડાવ્યા શહેરના રૂડા જોશ જોવરાઈ,
કયા નક્ષત્રમાં રાજા જનમીયા કેવાં કરશે રાજ.
સાચે મોતીયે વધાવીયાં બોલો પંડિત રાય;
ગોડબંગાલાના રાજીયા ને ગોપીચંદ એનું નામ;
માતાજી મનમાં હરખીયાંને ઘણાં દીધાં છે દાન.
ધન માલ મુકતાફળ આપ્યાં સાધુ બ્રાહ્મણ અનુસાર;
બાર વરસે રાજા પરણીયાને પરણ્યા છે પીંગલા નાર;
બીજી નારી ત્રણસેં સાઠ પરણ્યા રૂડાં ચલાવે રાજ,
ત્યારે માતાજી બોલીયાં સાંભળ ગોપીચંદ રાજ,
તારી દેહુ તારા બાપના જેપી મસાણે પરજલે થાય.
એક સમે નવા બેઠા નીરખ્યુ રાજાનું રૂપ;
ત્યારે માતાએ મનમાં વિચાર કર્યો રોવા લાગ્યાં તેણીવાર;
નહીં વાદળ નહી વીજળી ઠંડા પડયાં અમને નીર;
આપણાં શહેરમાં નહી કોઈ દુખીયું માતા,
તું કેમ રોઈ મોરી માય.
ગોપીચંદ રાજા એમ બોલીયા કેમ કરછ ઉતપાત
તારે મીણાવંતી બોલીયાં સાંભળ રાજકુંવર વાત;
એવો બતાવું જોગ તુંને અમર રાખે તારી દેઈ;
અડદનાં લાવ્ય તું પુતળાં જા જોગીની પાસ,
આપણી ઘોડારમાં ભોંયરૂં ત્યાં નવસેં નાથુનો નાથ.
ત્યાંથી ગોપીચંદ ચાલીયા આવ્યા રૂની પાસ,

પહેલું પુતળું મેલીયું ને ગુરૂજીને કર્યો નમસ્કાર;
પહેલું પુતળું ઉડી ગયું બીજું કર્યું તઇયાર,
બીજાને જલાવીયું ને ત્રીજું મેલ્યું તેણી વાર,
ત્રીજાને જલાવીયું ને ચોથું ગોપીચંદ રાયે;
ભુંડું થાશે માતા તાહરૂં અલ્યા બતાવું ઉપદેશ,
ત્યારે ગોપીચંદ બોલીયા હવે આવો કંકો કાન,
તારે જુનો જોગી બોલીયા.
ગોપીચંદને ધીરજ આવી જાલંધર બાવાને લાગ્યા પાય,
ગરૂ ગરૂ મારા દેવજી અમને આલોને ઉપદેશ,
બાર બેડાંનો ભાલીયો ગોપીચંદ પાણીએ જાય.
નાની એટલી મોરી બેનડી મોટી એટલી મોરી માય,
ઘડો ચડાવો બેની અમને;
ઘડુલીયો લાવતાં ગુરૂજી લાગી વાર.
ત્યાંથી ગોપીચંદ ચાલીયા આવ્યા ગુરૂજીની પાસ,
આવાં જલ નુગરાં કયાંથી લાવ્યો બહુના અડયાં હાથ.
એમ કરી ગુરૂજી ઉડીયા ધોકા માર્યા બે ને ચાર,
નથી ગયો ને નથી સાંભળ્યો નહી કવીયેરે જોડાય,
ગુરૂ પ્રતાપે ભોજલ બોલીયા ખંડ ત્રીજો પુરો થાય.

## ખંડ ૪ થો.

કયા મુલકનો તું રાજીયો, કયાં તમારાં ગામ,
કોણ રાજાનો બેટડો ને શું છે તારૂં નામ,
ઉત્તર ખંડનો રાજીયો, ગોઢ બંગાલા નામ,

તલકચંદ રાજાનો બેટડોને; ગોપીચંદ મારૂં નામ,
વસ્ત્ર ઉતારી અલગ મેલ્યાં આડ બાંધીઆ એની પાસ.
ઝોળી ઝંડા પાતર પાવડી, અલેક અલેક કરતાં જાય.
હાટે હડતાળ તો પાડીને, ચોરે પડયાં પોકાર,
ગોડ બંગલાનો રાજીયો, જોગી થયા તતકાલ,
રાણી રૂએ રંગમોહોલમા, દાસી રૂવે દરબાર,
સેજ પલંગ રાજ છોડી, જોગ પહેર્યો શાને કાજ;
આવી અલેક જગાવીઓ, માતા મીણાવંતીને મહેલ;
ભીક્ષા દીયોને મોરી માવડી, ગુરૂજી જો ત્યાં લાગે વાર,
દેશ જાજે પરદેશ જાજે, જઇશ નહી બેનીને મહેલ;
માતા રૂવે રૂદન કરે, ને ભલો ભજાવ્યો ભેખ;
ત્યાંથી ગોપીચંદ ચાલીયા. આવીયા પીંગલાને મહેલ;
ભીક્ષા આપોને મોરી માવડી, ગુરૂજી જોતાં લાગે વાર,
ગાંડો થીઓ રાજા મફર ખાધી, ગાંડો બંગાલાનો રાજ
મારા રાજને કારણ કીધાં, કારણ કઢાવું આની વાર;
ગાંજો નથી પીધો માતા, મફ્ત નથી ખાધી,
ગાંડો નથી બંગાલાનો રાજ;
ભીક્ષા લઈ રાજા ચાલીયા, ગયા ગુરૂજીની પાસ;
પરીક્રમા કરી પાયે લાગ્યા, ગુરૂએ દીધો ઉપદેશ;
ત્યાંથી ગુરૂ ચેલા ચાલીયા, આવ્યા કાશી મોજાર,
ગંગા નાયા ગોમતી નાયા, નાયા નીર્મલ નીર,
તીરથ કરી આવીયાંને ગયા બેનીને દેશ,

## ભજન ૧ લું.

મળ્યો મનુષ્યા જનમ અવતાર; માંડ કરીને;
તમે ભજ્યા નહી ભગવાન હેત ધરીને,
તેથી ખાશો જમના માર,
તો રામ નામ સંભાર. ટેક૦
ગઈ પલ પાછી ફેર નહી આવે, મુરખ મુંઢ ગેમાર,
ભવસાગરની ભુલણીમાં, વીત ગયે જુગ ચાર,
ફેરા ફરીને. મળ્યો૦
જઠરા અગ્નિમાં જુગતે રાખ્યો, નવ માસ નીરધાર,
સ્તુતી કીધી અલબેલાની, બાર ધર્યો અવતાર.
માયામાં મોહીને. મળ્યો૦
કળજુગ કુડો રંગ રૂડો, કેતાં ન આવે પાર;
જપ તપ તીરથ કછુ ન કરીયાં, એક નાંમ આધાર,
શ્રીકૃષ્ણ કહીને. મળ્યો૦

સારી રીતે ગુરૂને પુજીયા, ગોપીચંદના ઉતરાવ્યા ભેખ
ત્યાંથી અસ્વારી મોકલી, આવ્યા બંગાળા મોઝાર,
બાર વરસ રાજા રાજકર્યાને, જનમના જોગી,
ગાય શીખે સુણે સાંભળે વૈકુંઠ હોજો વાસ,
ગુરૂને પ્રતાપે ભોજલરાંમ બોલીયા, ખંડ ચોથો પુરો થાય.

## ગંગાદાસના ભજન.

ગુરૂ ગમ પાયો મનમેં સાચો, જુગતી કરી જદુરાય;
ગંગાદાસકું જ્ઞાન બતાયો, રામદાસ મહારાજ;
દયા કરીને. મળ્યો૦

## ભજન ૨ જું.

મન કરી લેને વિચાર જીવન થોડા;
તારી હરી કથાની માંય કાન છે બોડા,
અંતે જાશો જમપુરી માંય જડશે જોડા,
તેથી રામ નામ સંભાર. ટેક૦
મોર મુગટ ધર્યો શીર ઉપર, દરપણ કર મોજાર;
વેઢ વીંટીયું હાર ગળામાં, ખુબ ધર્યો શણગાર.
પગમાં તોડા. મન૦
હસ્તી ઉપર કનક અંબાડી, ખમા કહે છડીદાર;
રથ મીયાના ઉંટ પાલખી, કેતાં ન આવે પાર.
ચડવા ઘોડા. મન૦
લોભ ન ચુકે કામ ન મુકે, ઘર ધંધાની માંય;
મુરખ મન તું કછુ ન બુજે, તીરથ ગમનની માંય.
પાવ છે ખોડા. મન૦
સંસાર સાગર મહા જળ ભરીઓ, રામનામકો ઝાંજ,
ગંગાદાસકું જ્ઞાન બતાયો, રામદાસ મહરાજ.
બરાની વેળા. મન૦

———o———

# પિંગળશી કવિના ભજન.

## ભજન ૧ લું.

કહેવું શું હવે તમને કાના, નંદકુંવર નથી નહાનારે—ટેક૦
પ્રથમ હમસું પ્રીત કરીને, હરી ગયા છો મનડુ હરીને;
વહાલો બેઠો કુબ્જા વરીને, ફેરો ન આવ્યા ફરીનેરે—ટેક૦
જો જાણ્યા હોત તમ આવા, જીવનને હેત કદી નહીં જાવા;
ખોટા ખોટા સોગન ખાવા, તમને ઘટે નહીં માવારે—ક૦
દુઃખડાં દીઓછો મહીના દાણી, હાંસીને વળી થઈ છે હાણી;

# મેઘાજીનું ભજન.

## ભજન ૧ લું.

ઘડીઆળાં વાગે સુતા હરીજન જાગેરે.
આવી ભરાણા ઉજડ સાથમાંરે, માથે ઘડીઆળાં વાગે. ટેક૦
જુવાની દીવાની તારી કાલે વહી જાશેનેરે;
પંડડુ ભરાણું તારૂં પાપમાંરે. માથે૦
સગાં સંબંધી વીંટીને બેઠાંનેરે.
કોઇ ના ચાલે તારી સાથમાંરે;
જમડા આગળ તારૂં જોર નહી ચાલેનેરે,
લઇ જાશેરે માજમ રાતમાંરે,
હરી ગુરૂ વચને બોલ્યા મેઘ જીયોનેરે.
સતગુરૂ ચરણુંમાં અમને રાખજોરે. માથે૦

અલબેલી રાધા અકળાણી, તજી દીધાં અન્નપાણીરે—ક૦
પીંગલ કહે નાથ પધારો, સેવા બાળપણની સંભારો;
ત્રીકમ ભવસાગરથી તારો, બેડો પાર ઉતારો રે—ક૦

### ભજન ૨ જું.

ગોકળીઉં નાનું ગામડીઉં શામાટે આવો શ્યામ;
શામાટે આવો શ્યામ, શામાટે આવો શ્યામ—ટેક૦
પ્રથમ વિસારી ધેનું હતી પ્યારી,
હવે તો ભુલ્યા બાવા નંદજીનું ધામ —ગોકળીઉં૦
મથુરાની અંદર મણીયર મંદીર,
આ માટીથી બનેલા તમને કયાંથી ગમે ધામ—ગોકળીઉં
કુબજા નારી કંસ તણી દાસી,
તમા જઈ લોભાણાં, ભુલી ગયા છો તમામ—ગોકળીઉં.
કહે કવી પીંગળ મુરતી છે મંગળ.
મારે હૃદયે વસતો, મારે શું છે બીજું કામ—ગોકળીઉં

### ભજન ૩ જું.

મુને ઘડી નથી વીસરતા રામ, હરીવર સંકટ હરતા—ટેક૦
વાલીડા મારા ગિરીવર કરપર ધાર્યો;
એવો વ્રજનો દેશ ઉગાર્યો રામ—હરી૦
વાડીલા મારા કાલીનાથે ફંડ કીધો;
લટકાળા નાથી લીધો રામ—હરી૦
વાડીલા મારા કંસ હતો દુઃખકારી;

મોહનજી નાંખ્યો મારી રામ—હરી૦
વાલીડા મારા ભવરે સીંધુના છો તારા,
પીંગલ કહે પ્રાણ પ્યારા રામ—હરી૦

## ભજન ૪ થું

બહુ શાથી થયા છો બળીયા રામ,
છેટા રહો શામળીયા—ટેક.
વાલીડા મારા ગોકુળ ગામની છું વાસી;
હું નથી તમારી દાસી રામ—છેટા.
વાલીડા મારા, જોર કરી કોણ ઝાલે.
આંહી હુકમ કંસનો હાલે રામ—છેટા૦
વાલીડા મારા, હું રે નથી પરનારી;
કાનુડા બાળ કુંવારી રામ—છેટા૦
વાલીડા મારા, પીંગલ કહે વાત પ્યારી
મુને મારગ દીયોને મોરારી રામ—છેટા૦

## ભજન ૫ મું.

આ દેહ બની અલબેલી રામ, ખુબ જગતમાં ખેલી—ટેક
ગુરૂજી મારા; તાપમાં નાંહી તપેલી.
એ તો શીતળ છાંય વસેલી રામ—ખુબ૦
ગુરૂજી મારા, કષ્ટમાં નહી કસેલી;
એ તો રસબસ રંગમાં રહેલી રામ—ખુબ૦
ગુરૂજી મારા, નહિરે પુરાણી થયેલી.
એ તો નિત નિત નવી નવેલી રામ—ખુબ૦

ગુરૂજી મારા; પીંગલ કહે વાત છેલ્લી;
એને જલતા જોઇ અકેલી રામ—ખુબ૦

## ભજન ૬ ઠું.

તમે ચિત્તની વૃત્તિ સુધારો રામ, મોહ કાળને મારો—ટેક.
સાથીડા મારા, નિત્ય રહો નિરાભીમાની;
આ જુઠી દેહ જુવાની રામ—મોહ.
સાથીડા મારા, વદજો તમે સત્ય વાણી,
આખર છે નામ નીશાણી રામ—મોહ.
સાથીડા મારા, કાયમ સત્સંગ કરજો;
દીલ મધે પાપથી ડરજો રામ—મોહ.
સાથીડા મારા; પીંગલ કહે વાત પ્યારી;
ગુણવંત ભજો ગીરધારી રામ—મોહ.

## ભજન ૭ મું.

શામળીયા છોડી દેશો હવે કુબજાનો સંગ.
મથુરાવાસી કંસની દાસીરે, રસીયાજી તેની સાથે;
કેવી રીતે લાગ્યો રંગ. શા૦
નહી મરમાળુ નહી લટકાળુ, અણઘાટાળુ ને કાળુ,
એવું શું રૂપાળુ અંગ. શા૦
અવગુણવાળી અતિ ઈરશાળીરે,
તેની સાથે વાતું કરતાં કેમ આવેછે ઉમંગ. શા૦
શ્રી હરી શાણા થઇને લોભાણારે
પીંગળસી કહે, પુર્વ જનમનો લાગે છે પ્રસંગ. શા૦

## લાધાનું ભજન.

ગુરૂજી પધાર્યાં જોત્યું જાગીયું મોટા મુનીવર મળીયારે,
અડસઠ તીરથ ઘરને આંગણે, પ્રવાહ ગંગાજીના વાળીયારે
નાયાતે નર નીરભે થયા કુડીયા કીનારે બેસી રહ્યા હેજી.
મનના માન્યા મુનીવરજો મળે આપું સરવસ સોંપીરે;
હીરલો આલ્યો ગુરૂજીએ હાથમાં રાખું તનના તાબીરે;
એ વસાણું વોરત, ગુરૂજીએ ભાળીયા હોજી,
લઈને ન આપે તે' દીવાળીયા હોજી,
સંત સરોવર સેવતાં રૂડું રતન લાધ્યુંરે,
રતન જતન કરી રાખીએ આધ બોલે બાધુંરે;
અજાણ્યાને નવ દીજીએ સંતો સમજીને લીજીએ હેજી;
ઉંચા જોયા નર ઉજળા રાણી કરણીના હીણારે,
પારકે મંદીર જઇ પાખંડ કરે ઘેર આવ્યા શામળીયારે,
એકલને બીજો નહી ગમે તેનર ભકિતથી ભુલ્યા ભમેહેજી
આપ ઓડીને અજરાજે જરે રાખે મનને વારીરે
પીતાંબર ચરણે લીધો ભણે સંત જુવોને વીચારીરે,
અમીરસ એણીપેર પીજીએ તન મન ગુરૂજીને દીજીએહેજી

---

## લાલદાસનું ભજન.

સોય રામ સમરો મારા આતમાના આધાર,
ભરમના ભાંગો તો દરશન કરો દેદાર,

મોહ માયા મુરખ મલકાવે અંધા કરે અહંકાર,
નુગરો સંકટ શબ્દ ન માને ધણી વીના ખાશે માર;
લેખાં લેશે ખુની ખરે. સોયરામ૦

સંત ધરમમાં સમજ્યો નહીને બાંધે કરમ પરીવાર,
ભકિત ન ભાવે સંતને સેવે તો કેમ મળશે કીરતાર,
કુંડજ કાઢો તમે સાચું નામ સંભાર.. સોયરામ૦

રવી ગુરૂ બોલ્યા પડદા ખોલ્યા પ્રગટ કરે પોકાર;
ગુરૂગમ હોય તો ગોતી લેજો તરવેણી ટંકશાળ;
ગગન ગુફામાં સુણી જીણો જેણુકાર, સોયરામ૦

સાધુ શુરો તેઃ સનતુખ લડશે કાયર ભજે ગમાર;
શીરને સાટે સાહેબ સેવો તો સફળ જનમ નરનાર
મરજીવાને મોજ મળે દરબાર. સોયરામ૦

દયા દાન અમરાપર મળશે કારજ સફળ સધાર,
હુંડી પામ્યો હજુરમાં તો કબૂલ કરે કીરતાર,
ચરણુંમાં રાખેઃ જન આપણો કરી ધાર, સોયરામ૦

સીળ સંતોકી નીર્મળ જીણા સોહી પોચા પરીધાર,
અધર સીંહાસન આપ બીરાજે આધ પુરૂષ નીરધાર,
સોય મુરતને લાલદાસ જાય બલહાર. સોયરામ૦

# રૂપાદે માલાજીનું ભજન,

## ભજન ૧ લું.

વાચક આવ્યા ગુરૂવા દેશનાંરેજી;
રૂપારાણી જમલે પધારોજી. ૧
કેમ આવું ગુરૂ મારા એકલોજીરે,
સુતો માલદે જાગેરેજી. ૨
નીદ્રા મંગાવું સારા શહેરનીરે;
ઉપર અમર ઓછાડી રહોજી. ૩
સોડમાં સુવારૂ વાસુકી નાગનેરે,
ખુણે ખાટ ઢળવું રે હોજી. ૪
વાળે વાળે મોતી પરોવીઆંજીરે,
ટીલડી ચોડી લલાટરે હોજી. ૫
થાળ ભર્યો સંગ મોતીડેજીરે,
રમઝમ કરતાં ચાલ્યાં હોજી. ૬
ત્યાંથી રૂપાંદે રાંણી ચાલીયાં જીરે,
આવ્યાં દોઢીને દરવાજે હોજી. ૭
ભાઈ પોળીયા વીરા વીનવું જીરે,
તું તો સુતો છો કે જાગ હોજી. ૮
કાંઠ સુતો કાંક જાગીઓજીરે,
રાણી તમે કઠાડે પધારોજી. ૯
વૃત રહીયાં એકાદશીનાંજીરે,

ઈશ્વર પુજવાને જાવું હોજી. ૧૦
તાંબા જડાવી જેસળ શેરનાંજીરે,
કુંચી માલા દરબાર હોજી. ૧૧
ઉભી રહી અલખ આરાધીયો જીરે,
ખડગ મારીને ખોલી બારીરે. ૧૨
ત્યાંથી રૂપાંદે રાણી ચાલીયાં જીરે,
આવ્યાં ધણીને દરબાર હોજી. ૧૩
અલખ વધાવ્યો સાચે મોતીડે જીરે,
સોની ઓપતી પધરાવ્યા હોજી. ૧૪
સઉગતને હરો હરી મારેજીરે,
ગુરૂને પ્રણામ હોજી. ૧૫
આવયાં રૂપાંદે રાણીજીરે,
જલહલ જોતું દરશાણી હોજી. ૧૬
ચંદ્રાવળ ચાલ્યા ગાંડીયાજીરે,
સુતો માલાને જગાડયો હોજી. ૧૭
ઉઠો રાણા ઉઠો રાજીઆ જીરે.
રાણીએ રાજ અભડાવ્યાં હોજી. ૧૮
ઝડપ દઈ માલાજી જાગીયા જીરે,
સોડમાં વાસુકી ધુંધવ્યો હોજી. ૧૯
કરડયો જતાં ઉગર્યારેજી,
ચંદ્રાવળી ભાગ હોજી. ૨૦
ખડક ખાંડ લીધું હાથમાં જીરે.

માલદે કરોધજ કર્યો હોજી. ૨૧
જોયાં મંદીર જોયાં માળીયાં જીરે,
ઘોડાની ઘોડાર્ક હોજી. ૨૨
ત્યાંથી રાવળ માલો ચાલીયા જીરે
આવ્યા દોદીને દરવાજે હોજી. ૨૩
ભાઇ પોળીયા વીનવું જીરે.
રાણીને જોતાં તેં જાણીરે હોજી. ૨૪
કાંઇ સુતો કાંક જાગીઓ જીરે.
મુજને ખબર નથીરેજી. ૨૫
કોપ કરી ખાંડુ ફેરવ્યું જીરે,
પોળીએ પોળુ ઉઘાડીરે હોજી. ૨૬
ત્યાંથી રાવળ માલો ચાલીયા જીરે;
આવ્યા રૂપીને દવારરે હોજી. ૨૭
પાછલી પછીતે ચઢીયો જીરે,
નજરે ભાળીરે હોજી. ૨૮
ગુરૂ મારા દેવચી જીરે;
જોત્યું આંખી વરતાણીરે હોજી. ૨૯
આપણા શહેરમાં કોઇ નહી તુગરો જીરે;
માલદે પધાર્યારે હોજી. ૩૦
બરસીફ્લ મોજડીઉં ઉપાડી જીરે.
માલદે ત્યાંથી ચાલ્યારે હોજી. ૩૧
સઉગતો ને હસે હરી જીરે.

મારા ગુરૂને પ્રણામ હોજી. ૩૨
ગુરૂ ગુરૂ મારા દેવંચી જીરે.
પગની મોજડી દે રાણીરે હોજી. ૩૩
સઉગતો અલખ અરાધીયો જીરે,
સ્વર્ગથી મોજડી ઉતારીરે હોજી. ૩૪
લો રૂપાંદે પેરો મોજડી જીરે.
કંઇ કેણુ કેવરાવ્યાં જીરે. ૩૫
ત્યાંથી રાવળ માલો ચાલીયા જીરે;
એ તો પોળીયાને માર્યો હોજી. ૩૬
શીખું માગી રૂપાંદે ચાલ્યાં જીરે;
આવીયાં દોઢીને દરવાજે હોજી. ૩૭
ઉભાં રહી અલખ બોલીયાં જીરે,
પોળીયાંને સજીવન કીધો હોજી. ૩૮
સાંકડી શેરીમાં સામો મળ્યોરેજી,
સતીનો છેડલો ઝાલ્યો હોજી. ૩૯
રાત અંધારી આંખો લુંબેઝુંબેજી,
રાણી તમે કઠડે પધાર્યાં હોજી. ૪૦
વૃત એકાદશીનાં જીરે,
ઇશ્વર પુજવા ગયાં હતાં હોજી, ૪૧
આપણા શહેરમાં નહી કુલવાડીયું જીરે,
ઢાલક ઢમકે પાણી હોજી. ૪૨

પેલી વાડી સાબુ શહેરમાં જીરે
બીજી ગઢ ગીરનાર હોજી, ૪૩
ત્રીજી ધણીના ચોકમાંજીરે
ચોથી થાળીમાં ઠેગણું હોજી, ૪૪
ઝડપ લેઇ છેડલો તાણીઓરેજી;
ફુલડે છાબુ ભરાણી હોજી. ૪૫
જે મારગડે તમે ગયા હતા જીરે,
તે પંથ અમને બતાવો હોજી. ૪૬
એ પંથ મ્હાવા દોહીલા જીરે,
ખેલુ ખાંડાની ધાર હોજી. ૪૭
પેલો મ્હાર મોભી દીકરોજીરે,
બીજો હંસલો ઘોડો હોજી ૪૮
ત્રીજો માર કવલીનો વાછડોરેજી,
ચોથી ચંદ્રાવળી રાણી હોજી. ૪૯
ચાર મસ્તક લઇ આવજોજીરે,
રાજપંથ બતાવું હોજી. ૫૦
ત્યાં રાવળ માલો ચાલીયાજીરે,
આવ્યા પોતાને મહેલ હોજી. ૫૧
ચારનાં મસ્તક વાઢીઆં જીરે,
આવ્યા રૂપાંદેની પાસ હોજી. ૫૨
ત્યાંથી રૂપાંદે માલો ચાલીયા જીરે,
આવ્યા ધણીને દ્વાર હોજી. ૫૩

# દામોદરનું ભજન હરીશ્ચંદ્ર પુરાણનું

## ખંડ ૧ લો.

સરસ્વતી માતા તું દીન દયાળુને ચરણે નમાવું શીશરે,
કીરતી કઇએ રાજા હરસન તણીને વાણી આપોને જુગદીશ

ગુરૂરે ગુરૂ મારા દેવચીજીરે,
મોટો ભુપ નમાવ્યો હોજી. ૫૪
સર્વ ગતને હરો હરીજીરે.
માલાનાં કાંકણુ ભર્યાં હોજી. ૫૫
પેલો જીવાડયો મોભી દીકરોજીરે,
બીજો હંસલો ઘોડો હોજી. ૫૬
ત્રીજો જીવાડયો કવલીનો વાછડોજીરે,
એની માતાને ધાવે હોજી. ૫૭
ચોથી જીવાડી ચંદ્રાવળી જીરે,
એ તો હરીની આરતી ઉતારે હોજી. ૫૮
ભલે મળ્યો મેઘ ધારૂવા જીરે,
મુવા સજીવન કીધાં હોજી. ૫૯
ગાય શીખે સુણે સાંભળે જીરે
વઈકુંઠ એનો વાસ હોજી. ૬૦
મેઘવારૂ એમ બોલીયા જીરે,
સંતનો વઈકુંઠ વાસ હોજી. ૬૧

અકળગતી છેજ તમારીને અરજ સુણો નાથ અમારીરે. ૧
અયોધ્યાપુરીમાં અતિ ગણેશ રાજા, હરસન દેતો રૂડાંદાનરે;
ઇંદ્રતાપ તેનો જીરવી ન શકયો તે છોડી ચાલ્યો ઇંદ્રાસનરે,
આલીને વૈકુંઠમાં જઇને અરજ સુણોને કમળા નાથરે. ૨
ઈંદરાસન તમે સાચવોને સ્વામી અમથી રહ્યુ નવ જાયરે;
હઠ લીધો રાજા હરસનેરે, ઇંદરાસન તો લેવાયરે;
તેની વારસ તમે કરો, રાયની શી દશા થાયરે. ૩
સરવે મળીને જયારે પરીઆંણુ કીધાંને, છળવાનેહરસન રાયરે,
વિશ્વામિત્ર મુખ વાણી ઓચરીયાં, હું વેગે અયોધ્યામાં જાઉ;
છળ્યાં વિનાએને જો પાછો આવું તો સાત જનમ શ્વાન થાઉરે ૪
મોટા વચન નવ બોલીએ મુની એમ કહે છે વઇકુંઠરાયરે,
ભવન છોડે પણ ભકતિ ન છોડે એતો સતવાદી કેવાયરે;
હરખ ઘણો જયારે તમને થાય પણ છળવાય નહી હરસનરાયરે, ૫
ત્યાંથી વિશ્વામિત્ર ચાલીયાને, આવ્યા અજોધાની માંયરે;
ચરણ પખાળીને ચરણામૃત લીધાંને આદર ઘણેરા દેવાયરે;
સારલેવા તમે આવ્યા અમારીને, જે રૂષી બોલ્યા વચન વીચારીરે
તુંલશીની માળા તારે કંઠ બીરાજેને લયોછો રામનાં નામરે,
રાજ રીતું તમે છોડી કરીને આ કરો છો સાધુનાં કામરે;
પાછું વારી તમે જોતા નથી ને રાજા જાશો નિશ્ચે હારીરે. ૭
રાજા કહે છે તમે સાંભળો રૂષી મારે રામ રૂદીઆંની માંયરે;
રાજ છોડું પણ રામ ન છોડુ મરને ઉથલ પાથલ હવે થાયરે
હીણી બુદ્ધિ શું દીયોછો અમને આવું ઘટે નહી રૂષીતમનેરે

તરત ત્યાંથી જ્યારે ઉઠયા રૂષી નીસર્યા નગરની બારરે,
વારાહ રૂપે જઇને વાડીમાં પેઠા વનસ્પતિ ભાંગીરે અઢારરે;
બુમ તેની હવે શહેરમાં આવીરે ત્યારે ચડયો રાજાને ક્રોધરે. ૯
અશ્વ રાજાનો જ્યારે ત્યાં હવે તેડયોને આપે થયા અસ્વારરે,
સાથે સેના જ્યારે પોતે લીધીને આપે થયા અસ્વારરે,
મુખથી હવે એમ કહેછે રાય તમે સાંભળો સઘળી સેનાયરે. ૧૦
જેની પાસેથી વારાહ નીસરેને તે તેની વાંસે જાયરે;
વાત સાંભળીને વારાહ તવ છુટયો હું જાઉ જ્યાં હરશનરાયરે;
રેવંત તો રાજાનો ચમકાવીને પોતે ગયા વન સધાવીરે. ૧૧
ક્રોધ કરીને રાજા હરસન ચાલ્યા વારાહની વાંસે જાયરે;
અઘોરવનમાં જઇ અલોપ થયા ત્યાં મળ્યા છે વીપ્રરાયરે,
કહો હે વીપ્ર તમે શુરે સુણાવોને હે પ્રભુ તમે કયાં જાવોરે
રૂશી કહેછે તમે સાંભળોને રાજા તમથી કારજ નવ થાયરે
કુંવારા બાળક છે વીપ્રના તેને કન્યાદાન તો દેવાયરે;
ગાંઠે દરવ્ય જો નથી અમારે તે માટે અયોધ્યામાં જાઉંરે ૧૩
સતવાદી સુરો રાજા હરસદર કહીએ જે મહાદાની કહેવાયરે,
જે માગું તે મુજને આણી આપેને સારે સઘળાં મારાં કાજરે
બીજો કોઇ એવો જગતમાં ન થાયેને એમ કહે છે મહારાજરે
રાજા કહે છે તમે સાંભળો રૂશીનેરે હરસન મારૂ નામરે,
જે માગો તે તમને આણીજ આપુને સારૂં સઘળાં તમારા કાજરે;
વીપ્રને પરણાવો તમે હરખ ધરીને કન્યાદાન તમે આપોરે ૧૫
આવા લીલા જ્યારે વાંસ વઢાવ્યાને ચોરી બંધાવી વનમાંયરે,

વીપ્ર બેઠા જ્યારે વેદ ઓચરેને ચોરીના આટા ફેરવાયરે;
કન્યાદાન દો હવે રાયજી તમોને ત્યારે કારજ સંપુર્ણ થાયરે.૧૬
કન્યાદાન રાજા હરસને દીધાને બાપુ ફેરા ફેરવીયા વનમાંયરે,
ગ્રંથ ભંડારને ભોમકા સર્વે ગજ રથ તોરગ હવે માંયરે;
અજોધા લઇને અર્પણ કીધી ત્યારે રૂશીએ સ્વસ્તી કીધીરે.૧૭
રૂશી કહે છે સાંભળો રાજા હું દક્ષણા માગુ આ વારરે,
સવાભાર સોનું તમે કયાંથી કાઢશોને ગાંઠે નથીરે જરાયરે;
વીમાસણ તમે શું કરો રાજા હવે મુખથી પાડો હવે નાયરે૧૮
રાજા કેછે તમે સાંભળો રૂષી મારા અંગ ઉપર હવે હોયરે,
અજોધામાં મારી અર્ધાંગના બીરાજેને હાર અનુપમ હોયરે;
ચાલોને વીપ્ર હું તમને આપુને તમારાં દરિદર કાપુંરે. ૧૯
અશ્વ રાજાનો આંચકી લીધોને આપે થયા અસવારરે,
રાજા હરસન પાળા પધાર્યાને ચાલી અજોધામાં જાયરે;
જાણતો નગરીમાંહે કરાવીને તારારાણી વેલેરા આવોરે ૨૦
સ્નાન કરીને સતી તારાદે ઉઠયાંને હરી હરી ઓચરે ઘરમયાંરે
સતી પધાર્યાં હવે સ્વામી પાસે ત્યાં પુછેછે હરસન રાયરે;
સવાભર જ્યારે સોનું ન થાય તો સત આપણું હવે જાયરે. ૨૧
રાણી કહેછે તમે સાંભળો રાજા ધારણ રાખો હવે ધીરરે,
રૂશીને જ્યારે દાન દીધા વિના ન પીવું આપણે નીરરે;
ત્રણ જણાં લઈ પરઘર વેચાઈ સત જાવા કેમ દઈએરે. ૨૨
સત કારણ જ્યારે સર્વે તજીઆ જે સુખ સંસારનો સારરે,
કહે દાસો કોની લાલચ ન કરીએને નામતણો છે આધારરે;

વિશ્વાસે જ્યારે વળગી ન રહીએને સત જાવા ન દઈયેરે. ૨૩

## ખંડ ૨ જો

રાજ મેલ્યાં મંદીર મેલીયાં ને મેલી હીંડોળા ખાટરે,
સતને કારણે જ્યારે ત્રણે સંચરીઆને લીધી કાશી કેરીવાટભાઇ
રાજા રોહીદાસને તારાદે રાણીને મુખ જપે સારંગપાણી ભાઈ
વાટે ચાલીને વિશ્વામિત્ર કોપ્યા તમે ભેળાં ચાલોને ભાઇ
ગાઉગ ઉના વેરે તમે જુજવા ચાલોનેજો પુન તમારૂં હોયભાઇ
એવી વાત જ્યારે તમથી ન થાયે તો મુખથી પાડો નાયરે ૨
ગાઉગાઉના વેરે જુજવા ચાલ્યાને આગળ હરસનરાય ભાઈ
તેની વાંસે સતી તારાદે રાણીને વાંસે કુંવર રોહીદાસરે
કઠણ પળ જ્યારે આવી છે ત્યારે એવા કપટ રૂષીએ કીધારે
અનેક અશ્વની જ્યારે અસ્વારી કરતાંરે હાથી અંબાડીએરાયરે.
અજોધા નગરીનો રાજીયોનેરે પગથી પાળો ચાલ્યો જાયરે;
એમ કહે છે સતી તારાદે રાણી ભલું કીધું તે સારંગપાણીરે૪
પંથે સઉએ જ્યારે રૂષી પધાર્યાને આકાશે ઉડાયા હવે જાયરે
સોળકળાનો જ્યારે સુરજ તપ્યોને ધરા ધાણીવાણી થાય ભાઇ
પગનાં જ્યારે પગરખાં ઉતરાવ્યાંને અડવાણે પાયે તો ચાલેભાઇ
વાટે વિશ્વામીત્રે પરબ બંધાવ્યાંને અન પાણીના તે ઠામરે.
શેઠ થઇને જ્યારે સદાવ્રત આપેને પગનાં પગરખાં પેરાવે ભાઇ
પંથી જ્યારે ઓરેરાં આવોને ભોજન જમતા તમે જાઓરે ૬
પગે બળે જ્યારે પંથી તમારાને પગરખાં પેરોને પગમાંય ભાઈ

ખાઓપીઓને તમે આસન કરોને તમે સુખી શરીર થાઓ ભાઇ
વિશ્રામ કરો તમે અબઘડી આવો પછે તમે પંથે સીધાવોરે ૭
રાજા કહેછે તમે સાંભળો શેઠીઆને અમથી જમ્યું નવ જાયરે
મારે રૂષીને દાન દીધા પછી અન પાણી તો લેવાય ભાઈ;
અનપાણી તો અમે કેમ લઇએને સત જાવાને કેમ દઇએરે, ૮
એટલો ઉત્તર દઇ ચાલી નીસરીયાંને ત્યાંથી તે હરસનરાય ભાઇ
તેની વાંસે સતી તારાદે આવ્યાંને પુછે પરબીઓ હવે ત્યાંયરે.
પંથી તમે હવે ઓરાંરે આવોને ભોજનીયાં તમે જમતાં જાઓરે
આગળ એક હવે ચાલ્યો જાયરે બાપુ હમણાં જમીને જાયરે
સાચું કહોને તમે સુંદરી બાઈ તમારો શું સગો થાયરે
સુંદરી કહેછે એ સ્વામી છે મારોને જુઠો બોલ તમારો ભાઇ
એ જમ્યા હોયતો ભલે જમ્યાને મારે રૂષીને દાન તો દેવાયરે
એટલો ઉત્તર દઈને ચાલ્યાં જાયછેને ત્યાંથી તારાદે રાણીરે.
ભોજનીયાં હવે જમતા જાવને આગળ બે જણાં વયાં જાયરે ૧૧
બાપુ તારાં માતને તાત છતો જમ્યા ભોજનીયાંને પીધાં પાણી
અમ આગળ કહી વાત એટલી અમારો કુંવર વાંસે આવે,
તેને પગમાં પગરખાં પહેરાવજોરે ૧૨
વાટે વિશ્વામિત્રે કપટ કર્યાંને કપટ કીધાં ઘણાં મન માંયરે
તેની મહેનત માથે પડીને ચાલ્યા ગયા હરસનરાયરે
એમ કરતાં સર્વે કાશી ગયાંને ચોકમાં જઈ ઉભાં રહ્યાંરે ૧૩
ખડનો પુળો જેણે શીરપર ધર્યોને ત્રણે ઉભાં રહ્યાં ત્યાંયરે;
સવાભાર હવે સોનાને માટેને ત્રણે જણા તો વેચાયરે;

બોલ વિશ્વામિત્ર એવા બોલતા સતવાદી સત ન મેલેરે ૧૪
કુંવર કહે છે માતાજી મોરીરે મુજને રાખો તમારી પાસરે
મુજથી એકલું રેવાય નહીને એમ રૂદન કરે રોહીદાસરે
વાત વિશ્વામિત્રે એવી સાંભળીને રૂષીજી બોલ્યા વચન ૧૫
ત્રણે જણુને નોખાં લઇ લઈશુંને અકકી કોર અકેકું જાવ ભાઈ
બીજી ગલીને બીજે ઠેકાણે કોઇ કોઇ નવ ભેળુ થાય ભાઇ.
વાત એવી જયારે ચડે ભરાણીને રૂદન કરે તારાદે રાણી ૧૬
કાશી નગરને ગોદરેરે પોકારે હરસનરાયરે
સવાભાર સોનાને માટે વેચાણા તારા દે રાણીરે,
સવાભાર એનું સોનું લીધુંને દાન વિપ્રને હવે દેશું ભાઇ.
સોનું લઇને રાજા સુઇ રહ્યાને તસ્કર આવ્યા ઠામ ભાઈ.
અરધી રાતના ઉપાડી ગયાને કોનું લેવું નામરે;
નીસાશા ચઇને નીશાશા નાખીને સત પ્રભુ અમારૂં રાખે ભાઈ ૧૮
વેશ્યા ઘેર સતી તારાદે વેચાણાને રૂષી ઘેર વેચાણા રાયરે
વાંસે કુંવર હવે એકલા રહ્યા તે વીપ્રને ઘેર જાય ભાઈ;
વાંસે વિશ્વામિત્ર પડયા તને મેર મારાજને ન આવે ભાઇ ૧૯
તાસની ટેક હવે ત્રીકમે રાખીને તાપ દેખાડયો તન માંયરે;
વેચાયા રાજાને રાણી આડી પોતે ત્યાં જાય ભાઈ
કઠણ કામ વિશ્વામિત્રે કીધુંને પણ સત્ય જાવા ન દીધુંરે ૨૦
સતને કારણે હવે ત્રણે વેચાણાને રાણી હરશન રોહીદાસરે
કહે દાસો એને દુઃખ ઘણાં પડયાં ત્રણે જણાં વેચાણાં ભાઇ
ગોવિંદની મતી નવ જાય જાણીને રૂષી ઘેર ભરે રાજા પાણીરે.૨૧

## ખંડ ૩ જો.

દીવસની કરવી ચોકીને રાતના ભરવા નીર ભાઈ.
એમ કરતાં કેટલા દીન વીત્યાને; સુકાઇ ગયાં છે શરીરરે
આણ ઘણો રાજા મનમાં રાખેને તેમ દુઃખ ઘણેરા પ્રભુનાંથેરે
એક દિવસના સમે જાણે રાજાને હરસન ચાલ્યા જાયરે,
બાર બેડાનું માથે માટલું લઇને જળ ભરવાનેતે જાયભાઇ;
અકૃતવિશ્વામિત્રે કીધાંનેરે, ત્યારેસ્વરૂપ દેડકાના હવે લીધાંરે;
દેડકાં થઇને હવે માટલામાં પેઠાને, બાપુ ભાર થયો તેનીમાંયરે
જળભરી રાજા ઘડો ચડાવે, પણ રતી ઉંચો નવ થાયરે;
વિમાસણ હવે બહુ કરે રાય, પણ તેની શી વલે થાયભાઇ
જળ ભરાતાં હવે જરા પોચીયુંને ટાલ પડી શીર માંયરે
નીશાળીઆનીસાથે કુંવર પોતાનો આવતાં દીઠો હરસનરાયરે
દેખીનેકુંવર ઘણોસોક પામેને, પણદુઃખનાદહાડા નવ વામેરે
નીશાળીઆસરવે ઓરેરા આવોને વાત કહું તમને આંહીરે
ઉંડા જળમાં તમે આઘેરા ચાલોને, તો ભાર હળવોહવેથાયરે
સાંભળી રાજા સમજીને રહ્યાને; ઉંડા જળમાં આઘા જાયરે.
તસ્ત રૂપી હવે બહાર નીકળ્યાને, ઠેક મારીને જળ બહારને,
જળ ભરીને રાજા ચાલી નીકળ્યાને, ગયા પોતાને દુવારરે
કોપ્યા વિશ્વામિત્ર ભાળીને. કુંવરને નાંખુ હવે મારીરે;
ત્યાંથી સરવે ચાલી નીસર્યાને, તેની સાથે કુંવર જાયરે;
ફુલડાં વીણતાં તરત ફૂટકાવ્યોને, પ્રાણ છાંડયા તેનીવારરે
વકુમ વિશ્વામિત્રે ઘણાં કીધાંને, સ્વરૂપ ભોરીંગનાં હવે લીધાંરે

નીશાળીઆ સરવે ચાલી ગયાને, જ્યાં હતી તેની માતરે;
કુલડાં વીણતાં અને ફટકાવ્યોને, તારો કુંવર પડયોવનમાંયરે
એમ કહેછે સતી તારારાણીને, ભલું કીધુંતેં સારીંગપાણીરે,
દીઠો કુંવરને દોટજ મુકીને, ઉપાડી લીધો ઉરમાંયરે;
રંગીલો કુંવર રોહીદાસ મારોને, ખાંતીલો ખાંપણવિના જાયરે
મનના મનોરથ થાવા ન દીધાને લાવો એક નવ લીધોરે.
હાથે કડાં હેમનાંરે, શીરપર નવસરો હારરે.
સરવે શણગાર તારા શા સંભાઇને, મને અંગમાં ઊઠેછેઝાળરે
કુંવરતેં તારી બાજી સંકેલીને, મને અભાગણીને એકલીમેલીરે
માતાએ કુંવરને કાંધ ચડાવ્યાને સ્મશાનમાં લઇ જાયરે;
મસાણમાં રાજા હરસન ઉભાને, ભોંયનું ભાડું માગે ત્યારે,
સોના મહોરજો આપો અમને, તો દેનદેવા તમને દઇયેરે,
માતાએ સેજ કુંવરની ખડકીને, આગ્ન મુકી હવે ત્યાંયરે,
પંખી સ્વરૂપે હવે રૂશી પધાર્યા, ને જ્યાં બેઠા ઇંદ્રરાયરે,
વાંસે ઝડી હવે મેઘની કીધીને, અગ્નિ ઓલાવી ત્યારે દીધીરે
અડધ બળ્યું એનું મડદું રહ્યુને. હવે જળમાં તણાતું જાયરે;
બચી લેતી એની માતા મુંઝાણીને. તરત તેમાંથી ઉપાડીલીધુંરે
મડાગાંઠતો જ્યારે વળી ગઇને, તેની ખબર નથી હવે તેનેરે,
ડાકણ તારા શહેરમાં આવીને, મડાં મશાણમાં ખાયરે;
વારસ તેની તે ટાણે કરેને, નહીતો શહેર સમુળું જાયરે,
હીણી બુદ્ધિ જઇ એને બતાવેને પણ મેર મારાજને નાવેરે. ૧૪
સ્વારથી શહેર સઘળું ને સાથે કાશીનો રાયરે,

નર ને નારી સરવે ઘર મુકીને ડાંકણ જોવા જાયરે;
મોર આવ્યા વિશ્વામીત્ર ચાલીનેરે જઇ તારાને ચોટલે ઝાલીરે
શીજ ઉઘાડેને ભરી બજારે શહેરના મધ્ય માંયરે,
નરને નારીયું ભેલી થઇ હવે ડાકણ જોવાને જાયરે;
ઉગમણે ઉભી રાખીને ઝાંપે એને તેડયો ત્યાં ખીમલો મશાણીરે
સતીએ મોઢું જ્યારે સ્વામીનું દીઠું ને ત્યારે શુદ્ધ વળી છે શરીર માંયરે
પતિને હાથે મારા પ્રાણ જો જાશેતો ત્યાં ધારણ થઈ હવે ધીરરે
એમ કહે છે સતી તારાદે રાણીને ભલું કીધું તેં સારંગપાણીરે
ભકિતને કારણે ભુવન છોડયાંને તનમન સોંપ્યાં છે શીશરે;
કહેવામાં એને દુઃખ પડયાં ઘણાંનેરે ન આવ્યા જુગદીશ ભાઇ
નાથ મારા જાણે નમેરા થયાને પ્રભુ શું મારો અપરાધરે. ૧૮

## ખંડ ૪ થો.

કાશીપુરમાં અચરત દીઠુ ને; અનરથ થયો અપારરે
પવિત્ર પુરી શીવશંકર કરીને, કોપ્યા ઉમયાના નાથરે;
અગ્નિ ઝરે છે નેત્રમાં ભારીને બ્રહ્માંડ નાંખું હું તોડીરે. ૧
હરી પોઢયા વઈકુંઠમાં ને, કમળાજી ઢોળે વાયરે,
ઉફડકીને પ્રભુજી જાગીઆને, તરત કાશીએ જાયરે;
કોપ દેખ્યો શંકરનો ભારીને. ગરૂડને મેલ્યા વીસારીરે ૨
સ્નાન કરી સતી તારાદે આવ્યાંને, તુળશીપત્ર મુખ માંયરે
હાથ જોડીને હાજર થયાંને, હરસનરાય વાળે છે થાયરે
હાથ એના ઝાલ્યા શ્રીહરીનેને, રાજા બોલ્યો મુખ વચનરે ૩

સતવાદી રાજા હરસન કહીએને ટેક મેલે નહી હવે ક્યાંયરે,
રાજ ગયુંને રોહીદાસ મરાણોને, એવા થયા છે બેહાલરે;
પાછું જયારે નથી જોતા વાળીને; વાંસે ઉભા દેવમોરારીરે ૪
ક્રોધ કરીને રાજા હરસન બોલ્યાનેહાથ મેલી દીયોને મારાજરે
આટલા દિવસ તમે ઉંઘી રહ્યાને, ખબર પડી તમને આજરે
બળવંતા તમે થાશો બેલીને, વાર કીધી તમે વેલીરે. ૫
રોહીદાસ મુવાને હું રાણીને મારૂંને, પછે હું કાઢું મારા પ્રાણરે
ટાઢક તમને થાય ઘણેરીને; સઉ કરશેરે તમારા વખાણરે;
ભકિતનો મહીમા વધારીને, વારસ વેલી કીધી મારીરે ૬
હસી બોલ્યાને કમળાપતીરે, ધન્ય ધન્ય સતવાદી રાયરે
માગમાગ જે જોઇએ તે તારે, તુંને આપું હું તો આંહીરે.
સંકટ તારા સરવે કાપુંને જે જોઈએ તે તમને આપુંરે ૭
વાત સુણી વિશ્વામીત્ર ભાગ્યાને. તાપ લાગ્યો તન માંયરે,
કૃષ્ણ કહે એલા કયાંજાઓ કપટીને શીક્ષા આપું તમને આંહીરે
ચૌદઅવતારો શ્વાનના આપ્યાને, સતવાદી બેઉ સંતાપ્યાંરે ૮
વિશ્વામીત્ર તો થરથર ધરૂજેને, મુખમાંથી બોલે નહી કાંઇરે,
હાથ જોડી રાજા હરસને માગ્યુંને, સાંભળો વઈકુંઠ રાયરે,
વિશ્વામીત્ર તો અમારો ભાઇઓને અવતાર એકેનવ થાયરે ૯
હેતે હરી મુખ ઓચર્યા વાણી, વચન તમારા સત થાયરે,
પુત્ર રોહીદાસને સજીવન કર્યોને ત્રણે ઉભા છે હવે ત્યાંયરે;
રાજા રોહીદાસને તારાદે રાણીને, દર્શન દીધાં સારંગપાણીરે
શંખ ચક્ર ગદા પદ્મ ધરીને; દર્શન દીધાં છે ત્યાંયરે

હાથ જોડી રાજા હરસને માગ્યુંને, સાંભળો વઈકુંઠરાયરે;
ભવોભવ સ્વામી ભકિત તમારીને, અમને દેજો દેવમોરારીરે. ૧૧
મુખે માગ્યું તે રાજા હરસનને આપ્યુંને ત્રુઠયા ત્રીભુવનરાયરે,
સત શ્રીહરીએ એનું રાખ્યુંને કાશી નગરની માંયરે;
સંકટ એનાં સર્વે કાપીને અવિચળ ભકિત એને આપીરે. ૧૨
ગંગા સ્નાન રાજા હરસને કીધુંને ત્રુઠયા તે શ્રી ભગવાનરે,
કાશીપુરીમાં કીરતી વધારીને પછી અજોધ્યાએ જાયરે;
નવે ખંડ તેની નામના રાખીને પુરે એની શાસ્ત્ર શાખરે. ૧૩
કલ્યાણ રાજા હરસનના કીધાને સુખ દીધાં સવાઈરે,
અજોધ્યાપુરીમાં આનંદ વરતાણોને જુગમાં જશ ગવાયરે;
હેતે કરીને ફરીને લડવાને વાલો તેની વારસે આવેરે. ૧૪
એક અવધખંડ બીજો વાટખંડ ત્રીજો કાશીખંડ કહેવાયરે,
ચોથો ખંડ પુરા પ્રાપ્ત પ્રભુનીરે જુગત એવી તો જણાયરે;
ચાર ખંડને ચરણ અઠયાસીને ભકિત વઈકુંઠમાં વસીરે. ૧૫
સોરઠખંડે ગીરનારની છાંયા તે શહેર કુતીઆણાની માયરે,
કીરતી રાજા હરસન તણીને દાસ દામોદર એમ ગાયરે;
પોતાના ગુરૂને પ્રણામ કરીને કહ્યું કહેવરાવ્યું છે હરીરે. ૧૬

---

## પાંડવનો આંબો. (કલાભક્ત)

દુરવાસા રૂષીયે ગોઠડી કીધી, માંય મેલી છે ગાળ;
પકવી આપો પાંડવો મારે, ફરવું છે ફરાળ;

પાંડવો ઘેર આંબલો ઉગ્યો આજ;
આંબલો ઉગ્યો આજ, રાખો તમે લક્ષ્મીના વર લાજ. પાં૦
ઘઉં કણકની ગોઠલી, ત્રીજી શેકી શાળ;
પકવી આપો પાંડવો મારે કરવું છે ફરાળ. પાંડવો૦
ત્રણ પહોરમાં તઇયાર કરોને, બ્રાહ્મણ માગે ભાગ;
ચાકરીમાં જો ચુકશો તો સાંભળશો શાપ. પાંડવો૦
ધર્મે આંબો રોપીઓને ધર્યાં હરીનાં ધ્યાન;
સતને વિશે સમરીયાને, એને આંબલે રાતાં પાન. પાં૦
અર્જુનને તો આધીનછે, નિત્ય ભજે નારાયણ;
સ્મરણ કીધું શામળાનું, એને આંબલે આવ્યો મોર. પાં૦
ભીમસેનને ભાવ ઘણોને, ઘેર પધાર્યા ગોર;
નવ તેરી ત્યાં નોતરી. એની ખાખડચે ખડધાન. પાંડવો૦
દ્રોપદીજી તો મહા સતીને, લાંબી કાઢે લાજ,
કરજોડી ઉભા રહ્યા, ત્યાં ફળ પડયાં હજાર. પાંડવો૦
થાળ ભરી આંબો વેડીયો, કરો રૂષી ફરાળ;
હાથને વેડેલ આંબલો, ફળ ન આવે મારે કામ પાંડવો૦
કુંતાજી તો મહા સતીને, અલૌકિક અવતાર;
પાય લાગ્યા એને પાંડવો, ત્યારે ફળ પડયાં હજાર, પાંડ૦
રૂશી જમાડી રાજી થયાને, બીડલે વેચ્યાં પાન;
કલાના સ્વામી શામળા, એના સત્ય રાખ્યા ભગવાન. પાંડ૦



## પીપા ભક્તનું ભજન

મેલી દે મનથી મારૂં તારૂંરે, માનવી
પ્રભુ વિના કોઇ નથી તારૂં. ૯૪૦
સ્મશાન સુધી તારાં સગાં સંબંધી વાલા;

# ગંગારામનું આરાધ.

હરીજન હીમત રાખીએ ભગતી ભાવથી કીજીએ,
શીરને સાટે સતગુરૂ મળે, પાછી પીઠ ન દીજીએ ટેક૦
આપરે કસી પરનેપોખીએ દુઃખ સહી સુખડાં દીજીએ (૨)
રાજારે હરીશ્ચંદ્ર મોરૂધ્વજ જેવા જુગમેં અમર હાંજીએ હ૦
ગજરે ગુણુકા પશુ પારાધી, તેણે શું સુકૃત કીધારે; (૨)
નખતે નાથ નવાજીયા, તેને અચળ પદ દીધાંરે; હરી૦
નામા પીપા રોઈદાસને, સમર્યાં સાહજ દીધાંરે; (૨)
કોડે કામ નરસઇ તણાં ભલી ભાતેથી કીધાંરે. હરીજન૦
ધરણે એરણુ વચે ઘાવ સહે, મોંઘાં મુલાં કેવાયરે; (૨)
સો હરીજન હીરા ખરા લાખુમાંરે લેખાઇરે. હરીજન૦
પરમાર્થે, પંડ ઓડીયાં વળગી રહીયે વીશ્વાસરે; (૨)
ખરી પડે પણુ ખસે નહી, સતગુરૂ સદા એની પાસરે હ૦
જેને આશરો એના નામનો હરી કેમ મેલે હાથરે. (૨)
ગંગારામ સદા સંગ રહે સમર્થ રવી ગુરૂ સાથેરે. હરી૦

## ભજન ૧ લું.

ઓધાજીરે વાતું કોને આ કહીએ,
મારૂ ચિત્તડું ચોરાયલરે, મારૂં મનડું હોરાયલ.
કોડીલા માવા કહાંનસેંરે વારી જાઉરે—ટેક.
પ્રીતું છે પુરવની, એવી નવીયું નહિં થાય નાથજીરે,
વારી જાઉં રે;
છુપાવી તો નહી રહે છાની, મરમર જાય શરીર–ઓધાજી.
દીવસ જાયછે દોહલા, પ્રભુ જાણીએ જુગ જેવડારે, વારીજાઉંરે,
રૂદનને કરતાં એ રજની પણ જાય– ઓધાજીરે.
ધીયું ક્યાં લગી ધરીએ, એ વાલીડા વેહ કેમ વીશમેરે,
વારી જાઉરે;

આવીને બાળે તન પ્યારૂં રે, માનવી. પ્રભુ૦
આવ્યા અકેલા ને જાવું અકેલા વાલા;
ભાડુતી ઘરને કહે છે મારૂં રે, માનવી. પ્રભુ૦
લક્ષ ચોરાશીમાં ફરવું ન હોય જો વાલા;
સાચું ને જુઠું કરો ન્યારૂં રે, માનવી.
ભકત પીપાજીના પ્રભુને ભજતાં વાલા;
પામશો અંતે ફળ સારૂં રે, માનવી. પ્રભુ૦



# મોરાર સ્વામીનાં ભજન

## ભજન ૨ જું.

ગુરૂજી આવ્યો છે જુઠોરે જમાનો કઠણ કળીયુગ વારોરે;
તેમાં કેમ દીધો કીરતાર, અવતાર અમારોરે. ટેક૦
ગુરૂજી વરણ બર મનહી વેદ આશ્રમ ભેદ ભાંગ્યોરે;
એવો જતીએ મેલ્યો જપ જોગ લોભે મન લાગ્યોરે. ગુરૂ૦
ગુરૂજી નરપતિ નીતીના હીણ, પ્રજા બહુ પાપીરે;
એવી કન્યારે વેચી કણ ખાય, અધીરતા વ્યાપીરે. ગુરૂ૦
ગુરૂજી હરી ગુરૂની મરજાદ, સેવક નહી પાળેરે;
એવા મનના થાયે મહામૂઢ, પાખંડને પ્રસારેરે. ગુરૂ૦
ગુરૂજી પાપે કીધોરે પેસાર, પૃથ્વીને બહુ પીડારે;
એવો સત્ય ગયો સુખ નાહી, દુઃખના દહાડા આવ્યારે. ગુ૦
ગુરૂજી સહુએ મેલ્યો સંતોષ, તૃષ્ણામાં તણાણારે;
જેને કરમે આવી પડયો કાળ, ખાવા નમળે દાણારે. ગુરૂ૦
ગુરૂજી સાંભળો રવી ગુરૂ ભાણ, કળીયુગની કહાણીરે;
દાસ મોરારને ઉગારો મહારાજ, ભાનુ બ્રહ્મ જાણીરે. ગુરૂ૦

તેની દાઝે તપે એ માંહેલા શરીર—ઓધાજીરે.
પ્રેમને પાંજરીએ એ વાલીડા વિલંબ ન કીજીએરે, વારીજાઉંરે
નમેહા કાં થયા એ નંદજીના લાલ—ઓધાજીરે.
મોરારના સ્વામી ગુરૂ રવીને ચરણે વીનવેરે, વારી જાઉંરે;
દર્શન દેજો એ દીન દયાળ—ઓધાજીરે.

# ભગવાનલાલ શર્માનું ભજન.

ઘડપણમાં ગોવીંદગાશું -ગુરૂરાજ,અમે ઘડપણમાં ગોવીંદગાશું.
અમને હમણા નથી નવરાશું, ગુરૂ૦ ૧
ગુરૂજ્ઞાન અમે સાંભળ્યું તમારૂં, મુક્તપુરીનું બતાવોછો બારૂં;
પણ અમારે કર્મે ચોંટયું કારભારૂં. ગુરૂ૦ ૨
અમે મોટા કહેવાઇએ વેપારી, રાતદીવસ કરવી મગજમારી;
કથા કયાં સાંભળીએ તમારી. ગુરૂ૦ ૩
અમારે ઘેર ઝાઝુ દુઝાણું, નિત્ય સાચવલું સગાઓનુ ભાણું;
પ્રભુ રસની વાતો કયાંથી જાણું. ગુરૂ૦ ૪
હજી બાંધવી છે બારસો માળા, હજી થાવું હજાર મીલવાળા;
કયાંથી ફેરવીએ તમારી માળા. ગુરૂ૦ ૫
સાઠલાખની પુંજીમાં શું કરીએ, ક્રોડઅબજ તીજોરીમાં ભરીએ
પછી નાતમાં મોટેરા થઈ ફરીએ. ગુરૂ૦ ૬
પાંચ દીકરા વીલાયત ગયા છે, વહુ દીકરીને કજીયા થયા છે
એવા ઘરમાં ધમરોળ રહ્યા છે. ગુરૂ૦ ૭
રાંડો કરમે નીકળી કજીઆરી, વળી ગામમાં સાળા સાળી;
નીત્ય મનાવવું પડે ભમરાળી. ગુરૂ૦ ૮
સાઠ વરસનીઉમર થઈ અમારી, તેશું આંખમાં આવેછે તમારી
હજી પરણવી છે નવલી નારી. ગુરૂ૦ ૯
સર નાઇટના ખીતાબો લઇશું, વાઈસરોયને આવકારો દઇશું
બીજી વાતો પછીથી કરશું. ગુરૂ૦ ૧૦

# અરજણનુ ભજન.

ગુરૂ મારે નજરે મોતી આયા હોજી (૨)
મેં તો ભેદ ભરમકા પાયા— ગુરૂ મારે૦
દોઉં વચનકા જાપ અજપા, ત્રીકુટ તકીયા ઠેરાયા,
ભાઈ ત્રીકુટ તકીયા૦—હોજી
સુરના સમાગમ કીધો ત્યારે (૨)
સુખમય સેજ બીછાયા, ભાઈ સુખમય૦ ગુરૂ મારે૦
મોતી મણીમેં મણી મોતીમેં, જ્યોતમેં જ્યોત મીલાયા,
ભાઈ જ્યોતમેં૦—હોજી૦
એસા હય કોઇ ખેલ અગમકા (૨) દિલ ખોજે દરશાયા,
ભાઈ દીલ ખોજે૦ — ગુરૂ મારે૦
અધર તખ્તથી મોતી ઉતર્યાં, સુન્ય ઘર આય ઠરાયા,
ભાઈ સુન્ય ઘર૦—હોજી૦
વાકા ભેદ કોઇ વીરલા જાણે (૨) ગુરૂ ગમસે બતલાયા.
ભાઈ ગુરૂ ગમસે૦— ગુરૂ મારે૦
ઉંચ નીચ અંતર નહી ઉનકુ, હરખ નીરખ ગુન ગાયા,
ભાઈ હરખ નીરખ૦—હોજી૦
દાસ અરજણ જીવનકે ચરણે (૨) નીરાધાર દરસાયા,
ભાઈ નીરાધાર૦— ગુરૂ મારે૦



# અનંતપ્રસાદજીનાં પદ.

## પદ ૧ ગરબી.

પ્રભુ આપ વિના કોઈ અમારૂં નથી જો,
માત તાત ભ્રાત છો ખરા પતિ જો. પ્રભુ૦ ૧
જનો આવ્યાં છે જુદાંને જુદાં જસે જો,
ખરો સંગી તું વિના કોઇ નહી થશે જો. પ્રભુ૦ ૨
જીવો માત્ર દુઃખ સાધુ શું કરી શકે જો,
હરી સાહ્ય માત્ર આપની ખરી ટકે જો. પ્રભુ૦ ૩
જીવોનો પ્રયત્ન ખાલી ઉતપાત છે જો;
ખરી દોરી તો સદા તારે હાથ છે જો. પ્રભુ૦ ૪
સુખે સંગી તો સરવ કોઈ થાય છે જો,
ખરેખરા દુઃખે સરવ ખમી જાય છે જો. પ્રભુ૦ ૫
ખરી અડચણમાં સરવે નકામા છે જો;
અનુપતિ માત્ર આપનીજ હામ છે જો. પ્રભુ૦ ૬

## પદ ૨ ગરબી.

કૃતિ સ્હામું કદી ન જુઓ શ્રી હરી જો;
ક્ષમા આપો માગું છઉં કરગરી જો. કૃતિ૦ ૧
પડી ટેવો અમારાથી ટળતી નથી જો;
ભરી વાસનાઓ કેમે બળતી નથી જો. કૃતિ૦ ૨
માત્ર કરગરતી સ્હામું સદા જોઈને જો;
કરો અમને પવિત્ર પાપ ધોઇને જો. કૃતિ૦ ૩

મતિ સારિ એ આપજ રખાવજો;
કુડું કરતાં આપજ અટકાવજો. કૃતિ૦ ૪
બધી અમારી તો અવળી કમાઇ છે જો,
પ્રભુ તારો તો તમારી વડાઈ છે જો. કૃતિ૦ ૫
ઘણો અમને તો કર્મ તણો ત્રાસ છે જો.
અનુપતિ માત્ર આપનીજ આશ છે જો. કૃતિ૦ ૬

## પદ ૩ ગરબી

" ચાલો ડાકોરમાં જઈ વસીએ " એ રાગની.

પ્રભુ રહું માત્ર તુજ આશે, વય કાઢું તારે વિશ્વાસેરે. ટેક૦
જગને લીધું મેં જાણી, ખાલી વલોવવું પાણી;
ભકિતમાં સહુ સુખ ભાસેરે. પ્રભુ રહું માત્ર તુજ આશે.
જે કરીશ તેજ શુભ મ્હારે, મારો ચાહે ઉગારો
કદી અશુભ ન તુજથી થાશેરે. પ્રભુ૦ ૨
જગ સુખ દુઃખ દાતા તું છે. તેનું શરણું પકડયું છે;
તુજથી ભવ ભાવટ જાશેરે. પ્રભુ૦ ૩
અનુનો સહુ દોષ નીવારો, ઉર દીન દીન પ્રેમ વધારો;
અંતે બોલાવજો પાસેરે. પ્રભુ૦ ૪

## પદ ૪ ગરબી.

નથી હું તો સમજતો કાંઇ, પ્રભુ નમુ માત્ર પદમાંહીરે.ટેક.
નથી શાસ્ત્ર ભણ્યો કંઇ જાતે, નથી માહીત કોઇપણ વાતે;
નર પશુજ પ્રગટયો આંહીરે. નથી૦ ૧

## દોહા.

વન્દો ચરણ સરોજ ગુરૂ, મુદમંગલ આગાર;
જેહી સેવત નર હોત હે, ભવસાગરકે પાર ॥ ૧ ॥

## ભજન ૧ લું.

જીરે લાખા પ્રથમ સતગુરૂના પાય પુજીનેજી,
તમે મન વાંચ્છીત ફળ માગો હાં;
જીરે લાખા હાણને લાભ તમે નાંખી દીયોનેજી;
તમે મોહ નિંદ્રાથી જાગો હાં. ટેક૦
જીરે લાખા માન મેલી ગુરૂને ચરણે નમીયેજી;
તમે તો મન ગુરૂને અરપો હાં;

નવ સ્વધર્મ પણ હું જાણું, આચારનું એ ન ઠેકાણું;
શી વાત ભક્તિની ત્યાંહીરે. નથી૦ ૨
તન ધનથી ન બને સેવા, મન મુખે ન સમરૂં દેવા;
પછી રહ્યું ધ્યાન તો ક્યાંહીરે નથી૦ ૩
ડુબું છું જગમાં દેવા, આવ્યો છું અનુ એ કહેવા;
કરો કૃપા ગ્રહો ઝટ બાંહીરે. નથી૦ ૪

શ્રી.

## લોચણ અને લાખા કૃત ભજન

## ભજન ૨ જું.

જીરે લાખા સદ્દગુરૂના પદનો પાર ન પામેજી;
જેને શીવ ઉમૈયાજી વખાણે હાં..
જીરે લાખા મોટા મોટા મુની જેની આશા કરેછેજી,
તે પદ અનુભવી ઉરમાં આણે હાં ટેક૦
જીરે લાખા બ્રહ્માના પુત્ર સનકાદિક જેવાજી,
એણે હંસને ગુરૂ કીધો હાં;
જીરે લાખા હંસના મુખનો ઉપદેશ લઇનેજી;
એણે મુક્તિનો માર્ગ લીધો હાં.
જીરે લાખા શુરવીર થઇ જે હુકમે ચાલેજી;
તે તો સદગુરૂના મહીમા જાણે હાં;

જીરે લાખા હરીને જાણ્યાનો એને મારગ છેજી;
એનું છે તે એને લઇને સોંપો હાં ૨
જીરે લાખા અનભે ભક્તિની ઇચ્છા કરો તોજી;
તો સદગુરૂને શીશ નમાવો હાં;
જીરે લાખા માંડ કરીને મનુષ્યા દેહ મળ્યો છેજી,
ફરી અવસર નહી આવે આવો હાં. ૩
જીરે લાખા મન કર્મ વચને કરો સતગુરૂની સેવાજી;
તો ભક્તિ અનભે લેવા હાં; ૪
જીરે લાખા શેવર્ષીંની ચેલી સતી લોયણ બોલ્યાંજી;
તમે ધારો સદગુરૂ પુરા હાં. ૪

## ભજન ૩ જું.

જીરે લાખા સદ્દગુરૂનાં પદનો કોઇ લીયે નીવેડોજી,
જે આદી અનાદીનાં અધીકારી હાં;
જીરે લાખા આપ પણું અંતરમાંથી ત્યાગીજી,
એ વા આ તૃષ્ણા બેઠા હારી હાં. ટેક૦
જીરે લાખા મુળ વચનનો મહિમા જે જાણેજી,
એને સદ્દગુરૂનું બાનુ ઓળખાણું હાં;
જીરે લાખા હાણુ ને લાભ સંકટમાં નાવેજી;
તેણે અનુભવનું સુખ માણ્યું હાં; ૨
જીરે લાખા કરે સંતસંગ મળે મન ગમતાજી;
ભેટયા બ્રહ્મવેત્તા ગુરૂ યોગી હાં;
જીરે લાખા આલોક પ્રલોકની ભાવઠ ભાંગેજી,
એ તો બ્રહ્મ રસનાં ભોગી હાં. ૩
જીરે લાખા એવા વૃતિ જોને કોઇદી ચળે નહીજી,
જેને અંતરનો રગ લાગ્યો હાં

જીરે લાખા માન અંતરમાંથી મેલી કરીનેજી;
પછી થાય વચન પ્રમાણે હાં; 3
જીરે લાખા એવા અધિકારીને આવરણ નવેજી;
એ તો રહેણી કરણથી પુરા હાં;
જીરે લાખા શેલર્ષીની ચેલી સતિ લોયણ બોલ્યાંજી;
એને કાંઇ સદગુરૂના શુરા હાં; ૪

જીરે લાખા શેલર્ષીની ચેલી સતિ લોયણ બોલ્યાંજી,
સંતે શીયાળીયો ભાગ્યો હાં.

## ભજન ૪ થું.

જીરે લાખા મુળરે વચનનો મહિમા બહુ મોટોજી,
એને સંતજ વીરલા જાણે હાં;
જીરે લાખા વચન થકી જે કોઇ અધુરાજી,
તે તો પ્રેમ રસને શું માણે હાં. ટેક૦
જીરે લાખા વચન થકી બ્રહ્માએ સૃષ્ટિ રચાવીજી,
વચનેથી પૃથ્વી ઠેરાણી હાં;
જીરે લાખા ચૌદ લોકમાં તો વચન રમે છેજી,
તેને જાણે પુરૂષ પુરાણી હાં. ૨
જીરે લાખા એવારે વચનની જેને પ્રતીત આવેજી,
એ તો કદી ચોરાસી ના જાવેજી હાં;
જીરે લાખા વચનનાં કબજામાં જે કોઇ વર્તેજી,
એની સુરતા સુન્યમાં સમાવે હાં ૩
જીરે લાખા એરે વચન શીરને સાટેજી,
એ ઓછા માણસને ના કહેવું હાં;
જીરે લાખા સદ્ગુરૂ આગળ શીષ નમાવીજી,
એના હુકમમાં હમેશાં રહેવું હાં. ૪
જીરે લાખા આદિ ને અનાદિમાં વચન છે મોટુંજી,
એને જાણે વિવેકી પુરા હાં;
જીરે લાખા શેલર્ષીની ચેલી સતિ લોયણ બોલ્યાંજી;
એને નેણે વરસે નુરા હાં. ૫

## ભજન ૫ મું.

જીરે લાખા બ્રહ્મમા ભળવું હોય તા હેત વધારોજી;
તમે મનના પ્રપંચ મેલા હાં,
જીરે લાખા સુરત સુગતથી કરી લ્યો મેળાજી;
તો તમે ફળ કંઈ નવ માગો હાં ટેક૦
જીરે લાખા તૃણ બરાબર જગતની માયાજી;
એને જાણજે મનથી જુઠી હાં;
જીરે લાખા કાળ ઝડપ લઈને ઝડપી જાશેજી.
ત્યારે જીવ જાશે જોને ઉડી હા. ૨
જીરે લાખા જાગીને જોશો તો તમને ઇશ્વર મળશેજી,
ત્યારે મન પાછું પડશે હાં;
જીરે લાખા સંકલ્પ વિકલ્પની ગાંઠું બંધાણીજી,
એ તો ગુરૂ વચનથી મળશે હાં. ૩
જીરે લાખા હાર ન પામો તમે હીંમત રાખોજી,
એવો ગુરૂ વચન રસ ચાખો હાં;
જીરે લાખા શેલર્ષીની ચેલી સતિ લોયણ બોલ્યાંજી,
તમે મુખથી અસત્ય નવ ભાખો હાં. ૪

## ભજન ૬ ઠું.

જીરે લાખા હરી ગુરૂને તમે એક રૂપ જાણોજી,
એમાં જુદાપણું ઉરમાં ન આણો હાં;
જીરે લાખા ગુરૂમાં હરી ને હરીમાં ગુરૂ છેજી,
એમ એક જાણે રસ માણો હાં. ટેક૦

જીરે લાખા ગુરૂના વિષે કોઈદી અભાવ ન લાવોજી,
એ છે સમજણુ મોટી હાં;
જીરે લાખા જ્યાં લગી ગુરૂમાં વરણુ ભેદ ભાળોજી,
ત્યાં લગી વાતું છે ખોટી હાં. ૨
જીરે લાખા ગુરૂ ને ગોવીંદ નથી કંઇ જુદાજી,
એવો ભરૂંસો ઉરમાં આવે હાં;
જીરે લાખા મુળરે વચનનાં એ છે અધીકારીજી,
એને નકી ભજન દીલ ભાવે હાં. ૩
જીરે લાખા એવા ગુરૂ ચરણુંના જે વીસવાસીજી,
તે તો રેણીકરણીના ખાધાં હાં;
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાંજી,
એ કોઇદી પડે નઇ પાછા હાં. ૪

## ભજન ૭ મું.

જીરે લાખા હરી ભજવા હોય તો મીથ્યાપણું મેલોજી,
આ અવસર આવ્યો છે છેલ્લો હાં;
જીરે લાખા ભવસાગર તરવાનું આ છે ટાણુંજી,
તમે હું ને મારૂં ઠેલો હાં. ટેકo
જીરે લાખા નામ રૂપ નિશ્ચે જાણુ ખોટાંજી,
તમે એથી રહેજો અળગા હાં;
જીરે લાખા ત્રીગુણી માયાથી જગત બંધાણુંજી,
તમે એરે માયાને શીદ વળગ્યા. ૨
જીરે લાખા ત્રિવીધી તાપથી બળે છેજી,

તેનો ડાઘ તમને નઈ લાગે હાં;
જીરે લાખા સદ્દગુરૂના હુકમે તમે ચાલોજી,
તેથી મોહ માયાનું બળ ભાંગે હાં. ૩
જીરે લાખા અનભે થવું હોયતો એ પદ પાળોજી.
તો બ્રાહ્ય ભીતર બ્રહ્મા ભાળો હાં;
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાંજી,
તમે ગુરૂ વચને આપું ગાળો હાં. ૪

## ભજન ૮ મું.

જીરે લાખા માન મુકીને તમે આવો મેદાનમાંજી,
તમે ગુરૂ ચરણે શીશ નમાવો હાં;
જીરે લાખા શેહપણું તમે કોરે કરીનેજી,
તમે સંકલ્પ વિકલ્પને સમાવો હાં. ટેક૦
જીરે લાખા સદ્દગુરૂના વચનથી કરો ઓળખાણુંજી,
તે વિના પાર નહી આવે હાં;
જીરે લાખા ભવરે સાગરમાં મત બહુ ઝાઝાજી,
ઈ મતની બુદ્ધિને સમાવો હાં. ૨
જીરે લાખા સદ્દગુરૂના આપણે વેચ્યા વેચાયેજી,
આપણે મનનું ડાપણુ પરહરીયે હાં;
જીરે લાખા ગુરૂને પુછીને પ્રથવી પગ ધરીયેજી,
તો સદ્દગુરૂ કહે તેમ કરીયે હાં. ૩
જીરે લાખા એનું મન છે તે એના આગળ ધરીયેજી;
એના વચનુમાં આપણુ રહીયે હાં,

જીરે લાખા સદગુરૂના ઘરની અગમ છે રમતજી;
એ તો અધુરીયાને નવ કહીએ હાં. ૪
જીરે લાખા વિવેકવૃતિમાં આપણે હરદમ રેવુંજી;
ગુરૂ હુકમ કરે તે કરવું હાં;
જીરે લાખા શેલર્ષીની ચેલી સતિ લોયણ બોલ્યાજી,
આપણે ગુરૂ ચરણે ચીત ધરવું. ૫

## ભજન ૯ મું.

જીરે લાખા મન શુદ્ધ કરી તમે વચને ચાલોજી.
તમે પામોને સાચી રેણી હાં;
જીરે લાખા વાદ વિવાદ નહી એ ઘરમાંજી,
તમે કેવા ન શીખો નકરી કેણી હાં. ટેક૦
જીરે લાખા એક યોગ તેની બાર છે કરીયાજી,
તમે એક ચિતે સાંભળજો હાં.
જીરે લાખા આરે વાણી કયાંઇ નથી કહ્યા જેવીજી,
તમે જ્ઞાન હીમાળે ગાળજો હાં. ૨
જીરે લાખા પેલી ક્રીયા ગુરૂ વચન છેજી,
એવી બીજી ક્રીયા તેને જાણો હાં;
જીરે લાખા ત્રીજી ક્રીયા બ્રહ્મચર્ય પાળોજી,
ચોથી ક્રીયા અમીરસ ચાખો હાં. ૩
જીરે લાખા પાંચમી ક્રીયા તમે ઇંદ્રીયોને જીતોજી,
છઠ્ઠી ક્રીયા પવન સ્થંભાવો હાં;
જીરે લાખા સાતમી ક્રીયા તમે મનને જીતોજી,

આઠમી વાણી નિયમમાં લાવો હાં. ૪
જીરે લાખા નવમી ક્રીયા તમે સુરતાને સાધોજી,
દશમી ક્રીયા મુળને બ.ધો હાં,
જીરે લાખા અગીઆરમી ચંદ્ર સુરજને જાણોજી,
બારમીએ પ્રેમને જગાડો હાં. ૫
જીરે લાખા એવી ક્રીયા જયારે ગુરૂજી બતાવેજી,
ત્યારે ફરી ચોરાશીમાં નાવે હાં.
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાજી,
ત્યારે ભવનો ફેરો ફાવે હાં ૬

## ભજન ૧૦ મું

જીરે લાખા ધરમ કરો તો તમે ધણીપતુ મેલોજી,
તમે ગુરૂ ચરણે ચીત્ત ધારો હાં;
જીરે લાખા વચનના બોલ તમે બુધ્ધિમાં લ્યોનેજી,
તમે જીતી બાજી કાં હારો હાં. ટેકo
જીરે લાખા પુન્યને પાપનો લેશ નહી લાગેજી,
જો મનની ભ્રાંતિ ભાંગો હાં;
જીરે લાખા ત્યારે તમારા સંશય ટળશેજી,
પછે સુતા નિંદ્રામાથી જાગો હા,
જીરે લાખા નાદ બુદનાં જ્યાં નેઠા ન મળેજી,
એ દેશમાં તમે આવો હાં;
જીરે લાખા કુડ કપટ તમે કોરે મુકીનેજી,
તમે મનન એકાગ્રહ લાવો હા.

## ભજન ૧૧ મું

જીરે લાખા જીવ દશાને દુર કરીનેજી,
તો અનુભવનું સુખ થાશે હાં;
જીરે લાખા દેહની ઉપાધીમાં જ્યાં લગી રહેશોજી,
તો અવીધા કેમ કરી જાશે હાં. ટેક૦
જીરે લાખા શત્રુ મીત્ર નહી પક્ષાપક્ષજી,
એવી જાણીએ યોગીની યુક્તિ હાં,
જીરે લાખા સુરતા નીરંતર રહે તખતપરજી;
તો જીવતાં થાશે મુક્તિ હાં. ૨
જીરે લાખા ધ્યાન ધરવાથી આળસ નવ કરશોજી,
તમે સદગુરૂ વચને ચાલો હાં.
જીરે લાખા નુરત સુરતમાં ખેલ ખેલોનેજી,
તો નીરગુણ પદમાં મહાલો હાં. ૩
જીરે લાખા યોગના પદની રમત છે જુદીજી.
તમે સદગુરૂ સાને જાણો હાં:
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાજી,
તમે સમજીને મહા સુખ માણો હાં, ૪

જીરે લાખા એવી રીતે તમે વચનમાં વરતોજી,
તો ફરી જનમ નહીં આવે હાં;
જીરે લાખા શેલષીંની ચેલા સતી લોયણ બોલ્યાજી,
તમે તેજમાં તેજ સમાવો હાં. ૪

## ભજન ૧૨ મું.

જીરે લાખા રૂશીરે વેશ પાચ મારકુંડને પુછેજી,
બીજીયા ધરમ એવું શું છે હાં.
જીરે લાખા આદિ અનાદિનો ધર્મ છે જુનાજી,
માર્ગ મુકિતનો એ છે હાં. ટેક૦
જીરે લાખા શીવ શકિત મળીને ધર્મ ચલાવોજી,
પછી તેણેથી સૃષ્ટિ રચાવી હાં;
જીરે લાખા એરે ધર્મને કોઇ જાણે વીવેકીજી,
જેને ભકિત રૂદયમાં ભાવી હાં; ૨
જીરે લાખા શ્વાશાશ્વાસના જાપ જેને જડીયાજી,
તે તો નીંદ્રા કેણી પેરે કરસે હાં;
જીરે લાખા પાંચ તત્વને કોરે મુકીનેજી,
એ તો જઈ અવીનાશીમાં ભળશે હાં. ૩
હરે લાખા શ્વાસ જોને શીવ ઉશ્વાસ જોને શકિતજી,
એની જુકિત કોઇ વીરલા જાણે હાં;
જીરે લાખા નુરત સુરતમાં કોઇ જપેરે અજંપાજી
એ તે બ્રહ્મના સુખને માણે હાં. ૪
જીરે તેનો ધર્મ તેને શીવજી વખાણેજી,
જે સમજે તે મત ના તાણે હાં;
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાજી,
તે ચાલે ગુરૂના વચન પ્રમાણે હાં. ૫

## ભજન ૧૩ મું.

જીરે લાખા નવધા ભકિનને જે કોઇ સાધેજી,

એ અલક્ષ પુરૂષને આરાધે હાં;
જીરે લાખા હાટે છે મન તેને કબજે કરીનેજી,
નીજ નામને બેઠો સાધે હાં.
જીરે લાખા ખાંડાની ધારે મરનારાં ખેલેછેજી,
તે હુરીજનની બીક નવ રાખે હાં;
જીરે લાખા ગુરૂ વચને સત વસ્તુને જાણીજી,
એ તો ગુપ્ત રસને ચાખે હાં. ૨
જીરે લાખા પુરેપુરા જ્યારે થાય અધીકારજી,
એને લક્ષાર્થી ઉરમાં આવે હાં;
જીરે લાખા નાભી કમળથી ઘવન ઉલટાવીજી,
ત્યારે સુરતા શીખરપર જાવે હાં. ૬
જીરે લાખા એવીરે સુરતા જ્યારે તમારી પ્રગટશેજી,
ત્યારે સકંલ્પ વિકલ્પ મડી જાશે હાં;
જીરે લાખા શેલર્ષીંની ચેલી સતી લોયણ બોલ્યાંજી,
તારી સુરતા એકાગ્રહ થાશે હાં. ૪
જીરે લાખા શ્રીમદ ભાગવતમાં એમ લખ્યું છેજી,
ભક્તિ વિના સંશય નહી ભાગે હાં;
જીરે લાખા દશમી ભક્તિમાં પ્રેમ જગાડોજી,
ત્યારે શુન્યમાં સુરતા લાગે હાં.
જીરે લાખા દેવયાહુતીને કપીલમુનિએ અભ્યાસ કરાવ્યોજી
ત્યારે જ્ઞાન હીમાળે સન ગળીયું હાં;
જીરે લાખા પાન અપાનની ગતિ જયારે જાણીજી,

મન બ્રહ્મ પદમાં ભળીયું હાં ૨
જીરે લાખા ગુરૂ વીના સાધન એકે આવે નહીંજી,
ભલે ભણી ભણીને ભટકે હાં;
જીરે લાખા યોગ યુકિત ગુરૂ વીના કોઇ ન જાણેજી,
વૃથા વાંચી વાંચી જન્મ ગુમાવ્યો હાં. ૩
જીરે લાખા મૈત્રી રૂશીય વીદુરને યોગ બતાવ્યોજી,
એકાંતમાં અભ્યાસ કીધો હાં;
જીરે લાખા શ્વાસ ખેંચીને સમાધી ચડાવીજી,
એને લક્ષ અલક્ષનો લીધો હાં. ૪
જીરે લાખા સુખદેવને જનક ગુરૂ ભેટયાજી,
પરીપુર્ણ બોધ એને દીધો હાં;
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાંજી,
ગુરૂએ પોતાના જેવો કીધો હાં. ૫

## ભજન ૧૫ મું.

જીરે લાખા ધ્યાનમાં બેસીને તમે ધણીને આરાધોજી,
તમે મન પવનને બાંધો હાં;
જીરે લાખા નુરતે નીરખો ને સુરતે પરખોજી,
તમે સુરતા સુન્યમાં સાધો હાં. ટેક૦
જીરે લાખા નાદ બુંદની તમે ગાંઠ બાંધોનેજી,
મૂળ વચને પલન સ્થંભાવો હાં;
જીરે લાખા ઉલટા પવન એને સુલટમાં લાવોજી,
એવી રીતે એક ઘરમાં આવો હાં. ૨

જીરે લાખા ઈંગલા પીંગલા સુષમણા સાધોજી,
ચંદ્ર સુર્ય એક ઘર લાવો હાં;
જીરે લાખા ત્રીવેણી મેલમાં દેખો તપાશીજી,
પછી જોતમાં જોત મીલાવો હાં. ૩
જીરે લાખા અનભે પદને ઓળખવાને માટેજી,
તમે જોત ઓળાંડી આઘા ચાલો હાં;
જીરે લાખા શેલષીંની ચેલી સતી લોયણ બોલ્યાંજી
તો અકરતાના ઘરમાં આવો હાં. ૪

## ભજન ૧૬ મું,

જીરે લાખા સાધુ કહીયે જેના શુદ્ધ યોગ સાધ્યોજી,
જે મન વૃત્તિને બાંધે હાં;
જીરે લાખા વિષય વાસનાનો રોગ જેને ટળ્યોજી
તે તો સુન્ય મુકામ લઈ સાધે હાં . ટેક૦
રે લાખા સ્થીર થઈ કોઇદી અસ્થીર ન થાયેજી,
બ્રહ્માદીકનું કેવું ન માને હાં;
જીરે લાખા નેણુંમાં જેને નિશાન ગડગડેજી,
એ તો બેઠો પછે ખરે બાને હાં. ૨
જીરે લાખા વીપતી વેરાગનો ખોટો રંગ ન મળેજી,
એ તો તીવ્ર વૈરાગ જેને પાકો હાં;
જીરે લાખા આ લોક પરલોક વૈભવ ના ઇચ્છેજી,
એ તો ભવસિન્ધુ ભમીને થાકયો હાં. ૩
જીરે લાખા ઇશ્વરનું જેણે મુકામ જોયું છેજી,
તેને હું તો નીકટ નહી આવે હાં,

જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાજી,
એ તો અખંડ ઘરે તાળી લાવે હાં. ૪

## ભજન ૧૭ મું.

જીરે લાખા સાંભળવું ત્યાગી તમે ભજન કરોનેજી,
એકાંતે બેસી આસન સાધો હાં;
જીરે લાખા ત્રકટ મુદ્રામાં તમે ચિત લગાવોજી,
તમે સંકલ્પ વીકલ્પને બાંધો હાં. ટેકo
જીરે લાખા ષટમાસ કોઇની સંગે નવ બોલોજી,
તમે પદાર્થ પાઠ પડતો મેલો હાં;
જીરે લાખા હુંરે રાજાને આ છે મારી રાણીજી,
સાધન કરવું હોય તો અહંભાવ ઠેલો હાં. ૨
જીરે લાખા નીશંક થઇ તમે રહોને એકાંતજી,
તો સારાપણું ઉરમાં આવે હાં,
જીરે લાખા નુરત સુરતે ત્રાટકને સાધતાજી,
તારે ચક્ષુ બદલાઈ જાવે હાં. ૩
જીરે લાખા પવન ઉલટાવીને દુવારજ ખોલેજી,
એ તો યોગ મુદ્રા ઘટ પાવે હાં,
જીરે લાખા જાગ્રત સુપ્ન સુષોપતી તુરીયાજી,
તારે તુરીયામાં તાર મીલાવે હાં.
જીરે લાખા આઠે પહોર રહો અખંડ ઘરમાંજી,
પછી માયા નીકટ નહી આવે હાં,
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાજી,

તો કાળ કદી નહીં ખાવે હાં. ૫

## ભજન ૧૮ મું.

જીરે લાખા બેરે પ્રકારની સમાધી કહી છેજી,
એની જુકિત જાણે કોઈ ચોગી હાં;
જીરે લાખા ભોગ ત્યાગ કરીને હું તમને સંભળાવું જી,
તો થાવ બ્રહ્મ રસ ભોગી. ટેક૦
જીરે લાખા અજંપા સમાધી પવન નાભીમાં સમાવેજી,
સુરતા જોત લાગી જાવે હાં,
જીરે લાખા મેલ મેલીને થાચે તે નીરમળજી,
નુર નીરંતર નજરે આવે હાં,
જીરે લાખા બીજીએ સમાધી પંચમ પડદા ખોલેજી;
બંકનાળે પવન ચડાવે હાં
જીરે લાખા ષટચક્ર જીતી દ્વાદશ પરજાવેજી;
એતો સુન્ય સમાધી કહાવે હાં. ૩
જીરે લાખા સુન્ય સમાધીમાં ગુરૂ કુંચી બતાવેજી,
તો જન્મ મરણ મટી જાવે હાં;
જીરે લાખા જોત જાગે તો વ્યાપે જેને માયાજી
તેને જન્મ ફરીને આવે હાં. ૪
જીરે લાખા સુન્યરે સમાધીમાં તમે સુરતા લગાવોજી,
તેઓ ઘરમાં તમે આવો હાં;
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાજી,
તો ફરી ચોરાશીમાં નાવો હાં,

# નરસીંહ મહેતાની હુંડી.

મારી હુંડી સ્વીકારો મહારાજરે, શામળા ગીરધારી;
પ્રભુ એક તમારો આધારરે, શામળા ગીરધારી. ૧

સાખી

પ્રહેલાદની પત રાખવા, ધર્યું નરસીંહ રૂપ;
થંભથકીવહાલો પ્રગટીયારે વહાલે માર્યો હીરણાકંસ ભુપરે૦ ૨

સાખી

નીભાડામાંથી બળતા ઉગાર્યાં, બીલાડી કેરા બાળ,
ટીટોડીના વહાલે ઇંડા ઉગાર્યા, હરી હેતે થયા રખવાળરે. શા૦ ૩

સાખી

વાણીઆને વીમાસણ કરી. ને કર્યો માટીનો આર,
ખાંડણીયામાંમેંભીખાંડીયો,તમારીમરજીપ્રમાણે માહારાજરે.શા૦૪

સાખી

રાણેજીએ કાળ વધારીયો. મીરાં કારણ મહારાજ;
ઝેર ઘોળી મોકલ્યાં, તમે ઝેરના છો જારણ હારરે. શા૦ ૫

સાખી

ગંગેલ કેરે કારણે છકર ધરીયું હાથ,
સુધન્વાને કારણે તમે તેલમાં થયા તત્કાળરે. શા૦ ૬

સાખી

શીબી રાજાની માટી સાબે તોલાણી, ખાલી કર્યા શરીર,
ધર્મ કેરે કારણે, તમે કેલવા કારણ મહારાજરે. શા૦

**સાખી**

સાડાત્રણુએ ખોરડા નાગરના જુનાગઢ મોઝાર,
તેમાં નથી મારે નોતરૂં, મને નાતે દીધો તીરસ્કારરે. શા૦ ૮

**સાખી**

આ ઝુંપડી તારા સેવકની, જનવા નથી જાર,
બેટી બેટો તો વળાવીયા, હવે વળાવી ઘરની નારરે. શા૦ ૯

**સાખી**

ગ્રંથ તો ગોપીચંદનું, તુલસી હેમનો હાર,
સાચું ઘરેણું મારોશામળો, મારેદોલતછે ઝાંઝને પખાજ; શા૦૧૦

**સાખી**

હું નથી મોટો લખપતી, હું નથી શેઠ શાહુકાર.
નરસીંહમહેતાની વીનતી, હુંતો નગરમાં છું કંગાલરે.શા૦ ૧૧

**સાખી**

શેઠ તો દ્વારીકાપુરી, શામળશા જેનું નામ,
હુંડી લેજો હાથમાં, મોહન કરજો પછી બીજું કામરે. શા૦૧૨

**સાખી**

તીરથવાસી ગામમાં ફરે પુછે નામને ઠામ.
ગલીએગલીએ ફરીવળ્યા, અહી નથી શામળશાનું નામરે.શા૦૧૩

**સાખી**

ધુતારે ધુત વીધા કરી, અમને કહેતું હતું બધું ગામ,
ઠગારે કરી ઠેકડી, અમારે પુર્વ જનમનાં પાપરે. શા૦૧૪

સાખી

તીરથવાસી ગામમાં ફરી, નીકળ્યા ઝાંપા બાર,
ત્યારેરૂપ લીધું વાલે વણીકનું વાલો ત્યારે થયા તત્કાળરે.શા૦૧૫

સાખી

કાને કુંડળ જળહળે, એના તેજનો નહી પાર.
બાંએ બાજુબંધ બેરખા, હરિને હૈયે છે હેમના હારરે.શા૦૧૬

સાખી

હુંડી લાવો મારા હાથમાં, શામળશા મારૂં નામ,
હમેશાં લખજો હુંડીયું, કેજો વાણોતર સરખું કામરે. શા૦ ૧૭

સાખી

હુંડી હાથોહાથ આપી, વાલે પુરી હઇયાની હામ,
નરસીંહમહેતાનોસ્વામી શામળો, વાલે નવખંડમાં રાખ્યુ નામરે
મારી હુંડી સ્વીકારો મહારાજરે શામળા ગીરધારી
માથે ધણી ધાર્યો કીરતારરે શામળા ગીરધારી
મને કોઇની નથી પરવારરે શામળા ગીરધારી.
મારે શામળીયા જેવો સરદારરે શામળા ગીરધારી
તમે શામળીયા લેજો સારરે શામળા ગીરધારી.

બુકસેલર–મંગળદાસ મોતીરામની

દુકાનમાં વેચાતાં પુસ્તકોનું

# સૂચીપત્ર.



તમામ જાતનાં પુસ્તકો કીફાયતે ભાવે વેચનાર

## બુકસેલર–મંગળદાસ મોતીરામ

ગાંધીરોડ–અમદાવાદ